# જગત્ અને જૈનદર્શન.





—વિજયેન્દ્રસૂરિ

# પ્રસ્તાવના

જુદે જુદે વખતે આચાર્યશ્રી વિજયેન્દ્રસૂરિએ લખેલા ત્રણ વ્યાખ્યાનો અથવા નિબન્ધોનો આ ન્હાના પુસ્તકમા સમાવેશ કરવામા આવ્યો છે પહેલુ વ્યાખ્યાન વૃન્દાવન ગુરૂકુળમા, વિદ્યાપરિષદ્‌ના પ્રમુખ તરીકે આપ્યુ હતુ બીજુ વ્યાખ્યાન શ્રીદયાનન્દશતાબ્દિ પ્રસગે મથુરાની ધર્મપરિષદમા આચાર્યશ્રીના ખાસ પ્રતિનિધિ શેઠશ્રી ફૂલચદ હરિચદે વાચી સભળાવ્યુ હતુ અને ત્રીજુ વ્યાખ્યાન, કલકત્તાની ઇડીયનરીએસોરીકલ કોંગ્રેસમા જૈનતત્ત્વજ્ઞાન વિષેના નિબધ રૂપે હતુ

ઇતર સપ્રદાયના ઉત્સવમાં એક જૈનાચાર્યની પ્રમુખ તરીકે વરણી કરવામા આવે એ આ નવયુગના વિચાર ઔદાર્યનુ એક શુભ ચિહ્ન છે, આચાર્ય શ્રીવિજયેન્દ્રસૂરિએ પ્રમુખના ઉચ્ચ આસને બેસી આર્યત્વની જે સુદર વ્યાખ્યા સભળાવી છે, જૈનદૃષ્ટિએ આર્યોના જે પ્રકાર વર્ણવ્યા છે તે કેવળ આર્યસમાજને સારૂ કે જૈનસમાજને સારૂ ઉપયોગી છે, એમ કઈજ નથી "ત્યજવા યોગ્ય જે હોય તેને તજી દઇ ગ્રહણ કરવાયોગ્ય સદ્‌ગુણોનો સ્વીકાર કરવો, તે આર્યત્વ છે, ' એ સૂત્ર આ વીસમીસદીના વાતાવરણને પણ સર્વથા ઉચિત છે, પોતપોતાના સપ્રદાયની કેવળ મહત્તા ગાવાને બદલે જેઓ ઇતર બન્ધુ સપ્રદાયો વચ્ચે ઐક્ય અથવા સમન્વયની આવી કડીઓ યોજે છે, તેઓ ધર્મની તેમજ રાષ્ટ્રની પણ અમૂલ્ય સેવા કરે છે પ્રાન્ત, દેશ કે વાડાના ભેદ જે વખતે ભૂલાતા હોય, મનુષ્ય બીજા ક્ષુદ્ર સબધોને વિસારી વિરાટ માનવ સબધ વિચારતો હોય તે અવસરે આવા ઉદાર દૃષ્ટિબિંદુ સમજવા, ઉપદેશવા એ પ્રત્યેક ધર્માચાર્યનુ એક આવશ્યક કર્તવ્ય બને છે

॥ अर्हम् ॥

जगत्पूज्य-शास्त्रविशारद-जैनाचार्य-श्रीविजयधर्मसूरिगुरुदेवेभ्यो नमः ।

# भाषणम् ।

अयि भाग्यवन्तः सभ्यमहोदयाः !

विदुषामस्या विद्यापर्षदि कुतो यूयं मामेव समितिपतिं निर्मापयितुं निर्धारितवन्त इति यद्यपि नाहमवगच्छामि तथापीयदवश्यमेव व्याहरामि यदिमां पदवीं महानुभावायाऽऽर्यसमाजनिषण्णाय कस्मैचिददास्यत यूयं तर्हि समुचितमभविष्यत्, किन्तु महानुभावानां भवतां सज्जनानामनुरोधविशेषं परिहर्तुमक्षम इति भवदीयां प्रसत्तिमापादयितुं भवद्वितीर्णं पदमङ्गीकरोमि ।

यत् साम्प्रतिकानेकमतान्यपि धर्मधियोपादीयन्ते तत् तेषां परिवर्तनमेव 'धर्मपरावर्तनमीमांसायाः' तात्पर्यमवधारयामि, यत आत्मधर्माणां परिवर्तनं तु कृतेऽपि प्रयत्ने न केनापि विधातुं शक्यते। अच्छेद्यऽभेद्यऽनाहार्यऽकषाय्यादय आत्मस्वरूप-

निर्वचनपरा आत्मनो धर्माः सन्ति। तदेतेषां को वा कवी परिवर्तनं विधास्यति।

अधुना ये शैववैष्णवजैनबौद्धाऽऽदिव्यपदेशभाजोऽनेके धर्माः सन्ति तेषां परामर्शापेक्षया मनुष्य(जाति)भेदानेव विचारयितु-मद्दमावश्यकं मन्ये।

वाचकाचार्या श्रीमदुमास्वातिनामधेया जैनाचार्यशिरोम-णयो मनुष्यभेदविषये सूत्रमेकमचकथन्। तथाहि–'मनुष्या द्विविधा–आर्या म्लेच्छाश्च'। 'तत्र ऋच्छन्ति दूरीभवन्ति सर्वहेयधर्मेभ्य इत्यार्याः।' इमां व्याख्यामवलम्ब्य यद्यपि भवन्त एव आर्यानार्यपरामर्शं विधातु शक्नुवन्ति तथापि विषयमिम विशदीकर्तुं जैनागमनिर्दिष्टानार्यभेदानेव सक्षेपतः प्रतिपादयामि। प्रज्ञापनासूत्रे प्रथमपदे वक्ष्यमाणसरण्या आर्याणां भेदाः प्रतिपा-दिताः। तत्र हि मूलभेदौ द्वौ–'ऋद्धिमानार्योऽनृद्धिमानार्यश्च।' य आत्मर्द्धिमान् स एवर्द्धिमानार्यः प्रोच्यते, न तु केवलप्रभूत-धुम्नवान्। तस्य चाऽऽत्मर्द्धिमत आर्यस्यार्हचक्रवर्त्तिबलदेववासु-देवजङ्घाचारणविद्याचारणरूपाः षट् प्रकाराः प्रदर्शितास्तत्रैव। अथानृद्धिमतामार्याणां क्षेत्रार्य–जात्यार्य–कुलार्य–कर्मार्य–शिल्पा-र्य–भाषार्य–ज्ञानार्य–दर्शनार्य–चारित्रार्यरूपा नव भेदाः।

अयि श्रोतारो महानुभावाः! एवानपरिचितनाम्नो भेद-प्रभेदानाकर्ण्य नोद्विजध्वं, सर्वेषामप्यर्थोऽनुपदमेव स्पष्टीक्रियते।

तत्र प्रथमतः क्षेत्रार्यमेव विवृणोमि। यद्यपि भरतक्षेत्रे द्वात्रिंश-त्सहस्रसंख्याका देशाः सन्ति परं तेषु केवलं सार्धपञ्चविंशतिरे-वाऽऽर्यदेशा गण्यन्ते, अवशिष्टाश्चानार्यदेशाः। नामान्यमीषां सूत्रकृताङ्गस्य प्रथमश्रुतस्कन्धे पञ्चमाध्ययने टीकाकारेण श्रीमता कोट्याचार्येण प्रदर्शितानि। तानीह विस्तरभयान्न प्रदर्श्यन्ते। तत्र वास्तव्याः क्षेत्रार्यपदव्यवहार्याः। १।

अम्बष्ठ–कलिन्द–वैदेह–वेदङ्ग–हरित–चुञ्चुणरूपाः मुख्य-तया षड् भेदा जात्यार्यस्य। २। अथ तृतीयस्य कुलार्यस्यापि मुख्यतया षड् भेदाः। तद्यथा–उग्रकुलाः भोगकुलाः, राजन्य-कुलाः, इक्ष्वाकुलाः, ज्ञातकुलाः, कौरवकुलाश्च। ३। तुरीया कर्मार्याः शास्त्रेऽनेकप्रकारा वर्णिताः। तथाहि दौसिकाः, सौ-त्रिकाः, कार्पासिकाः, भण्डवैतालिकप्रभृतयः। ४। पञ्चमे शिल्पाऽऽर्ये तन्तुवाय–सौचिक–पट्टकारदृतिकाराऽऽदीनां परि-गणना। ५। संस्कृतप्राकृतार्धमागधीनिष्ठा भाषार्या उच्यन्ते। तत्र समष्टिव्यष्टिरूपेणाष्टादशभाषाभाषणरसिकाः सर्व एव भाषार्या भण्यन्ते। ६। सप्तमस्य ज्ञानार्यस्य मतिश्रुतावधिमनःपर्यवकेवल-ज्ञानार्यरूपाः पञ्च भेदाः। ७। एवं दर्शनार्यस्याप्यष्टमस्य सरागदर्शनार्य–वीतरागदर्शनार्यरूपेण द्वौ मुख्यभेदौ। अथ कारणे कार्योपचारात् सरागदर्शनार्यस्य दश प्रभेदाः। ते च निसर्गरुच्युपदेशरुच्याज्ञारुचिसूत्ररुचिबीजरुच्यधिगमरुचिविस्तार-रुचिक्रियारुचिसंक्षेपरुचिधर्मरुचिरूपाः। नामनिर्देशेनैव व्यग्रः

श्रोतृणां भावार्थज्ञानं समुत्पद्यते इति नात्र विवृणोमि ।८।
सच्छास्त्रनिर्दिष्टसदाचारपालननिरताश्चारित्रार्याः कथ्यन्ते ।९।
अथ प्रकृतमनुसरामि ।

मयैतैर्निरूपितैर्भेदैरेतावता विदितमेवाऽभूत् यदार्या भूरिभेद-प्रभेदभिन्ना । तदहं कस्यापि मनुष्यस्य कृते एकान्ततो वक्तुं न शक्नोमि यदनार्य एवायम् । ततो यस्मिन् येन केनापि प्रकारेणार्यत्वमायाति तमात्मीयतया कथं न वयमङ्गीकुर्मः ? ।

अस्मिन् समये ये नवीना विचारा जनानां चेतसि निरूढास्ते साम्प्रतिकप्रथानुसारेण ।

एतत्तु सर्वथा स्पष्टमेव प्रतिभाति यद् यथा यथा समयो व्यतीयाय तथा तथा मनुष्येषु परस्परं पार्थक्यं बभूव । निदर्शनमत्र गृहस्थगृहमेव । तत्र हि यद्येकस्य जनस्य द्वौ पुत्रौ जायेते तदा तयोरन्योन्यं घनिष्ठः सम्बन्धो विलोक्यते । ततस्तयोरपि सुता समुत्पद्यन्ते । तत्र सत्यपि सम्बन्धेनैकत्वे न तथा घनिष्ठता दृश्यते । तथापि सुनवो यदि भवन्ति तदा तेषां मूलपुरुषयोरन्यतरस्मिन् शिथिलः सम्बन्धोऽवलोक्यत । अत एव केचिन्मातुः पञ्चमं पितुः सप्तमं पृथगेवेति वदन्ति । एवं बहुषु कालेषु व्यतीतेषु गुणकर्मानुसारेण तत्तज्जातिरूपेण मनुष्या व्यभज्यन्त । तदानीं तु युक्तमप्यतदासीत् । इदानीमेतादृशः सु-
समापन्नो यस्मिन् यदि      समानो वा

दनातीयो विजातीयो वा पूर्वं स्वस्वगुणकर्माणि निस्मृत्य पाति-
त्यमलव्ध तस्य स्वमुद्धर्तुं परान् वा समुद्धर्तुं पूर्णोऽधिकारः ।
यत आत्मोद्धारस्याधिकारो न चैकस्यैव कस्यचित् पुरुषस्य
समाजस्य वाऽधीनः, किन्तु सर्वेषामेव प्राणिनाम् । कश्चिदपि
पुरुषो यदि नैजान् दुर्गुणान् दुष्कर्माणि च परित्यज्य सद्गुणी
सुकर्मण्यो वा बुभूषति तर्हि स पुनर्निजोद्धारं किं न कुर्यात् ?।
यदैव हेयगुणकर्माणि विहाय तस्मिन् जने शुद्धता समायाति
तदा तस्मिन्नार्यत्वमप्यायाति ।

आर्यशब्देन कश्चित् समाजः सम्प्रदायो वा न ममाभिप्रेतः
किन्तु हेयधर्मान् निरस्य यः कोऽपि सद्गुणसुकर्माणि स्वीकरोति
स एवाऽऽर्यपदव्यपदेशभाक् । स च यस्मिन् कस्मिन्नपि समाजे
संप्रदाये जातो वा तिष्ठतु सद्भिराऽऽर्य एव गण्यते ।

समारे सर्व एव मनुष्याः सद्गुणसुकर्मभाजो भवन्त्वार्याः,
निजोद्धारं च विदधतु इति मम हार्दिकमभिलषितमेतावदेव
अभिधाय विरम्यते मया ।

श्रीमन्तो भवन्तः सहावधानेन यन्मम भाषणमशृण्वन् तद-
र्थमहं धन्यवादान् दिशामि ।

| गुरुकुल वृन्दावन<br>ता० २८–१२–२३<br>धर्म सम्वत् २ | ॐ शान्तिः शान्तिः सुशान्तिः ।<br>विजयेन्द्रसूरिः |
|---|---|

## વૃન્દાવન ગુરૂકુળના ઉત્સવ પ્રસંગે વિદ્યાપરિષદ્‌ના પ્રમુખ તરીકે સંસ્કૃતમાં આપેલા ભાષણનો

# અનુવાદ.

હે ભાગ્યશાલી સભ્યમહોદયો,

વિદ્વાનોની આ વિદ્યાપરિષદ્‌મા આપે મને સભાપતિ શા માટે બનાવ્યો, તે જો કે હુ નથી જાણી શકતો, તો પણ એટલુ તો અવશ્ય કહીશ કે—જો આ પદ આર્યસમાજી કોઈ પણ મહાશયને આપવામા આવ્યુ હત, તો વધારે યોગ્ય ગણાત, કિન્તુ આપ સજ્જનોના અનુરોધનુ ઉલ્લઘન કરવાને અસમર્થ હોઇ આપ સજ્જનોએ આપેલા પદનો સ્વીકાર કરૂ છુ

આજની સભાનો ઉદ્દેશ્ય 'ધર્મ પરાવર્ત્તન મીમાંસા' રાખવામા આવ્યો છે તેનુ તાત્પર્ય હુ એજ સમજુ છુ કે વર્ત્તમાન સમયમા જે અનેક કુમતો પણ ધર્મ તરીકે પોતાને ઓળખાવે છે, તેનુ પરિવર્ત્તન કરવુ કેમકે આત્મ-ધર્મનુ પરિવર્ત્તન તો ગમે તેટલો પ્રયત્ન કરવા છતા નજ

થઈ શકે અચ્છેદી-અભેદી-અનાહારી-અકષાયી આદિ આત્મ-સ્વરૂપને પ્રકટ કરનારા આત્માના ધર્મો છે આવા આત્મ-ધર્મોનુ પરિવર્ત્તન કેમ કરી શકાય?

હવે વર્ત્તમાન સમયમાજ શૈવ, વૈષ્ણવ, જૈન, બૌદ્ધ આદિના નામથી અનેક ધર્મો ઓળખાય છે, તે ધર્મોના વિચારની અપેક્ષાથી મનુષ્યજાતિના ભેદોનો વિચાર કરવો આવશ્યક સમજુ છુ

વાચકાચાર્ય શ્રીઉમાસ્વાતિ નામના જૈનાચાર્યશિરોમણીએ મનુષ્યના ભેદ બતાવનાર એક સૂત્ર કહ્યુ છે — "मनुष्या द्विविधा आर्या म्लेच्छाश्च।" तत्र ऋच्छन्ति दूरीभवन्ति सर्वहेयधर्मेभ्य इत्यार्या । આ વ્યાખ્યાને અવલબી આપ સૌ આર્ય-અનાર્યનો વિચાર કરી શકો છો, તથાપિ આ વિષયને વધારે સ્પષ્ટ કરવાને જૈનાગમમા બતાવેલ આર્યના ભેદોનુ સક્ષેપથી પ્રતિપાદન કરીશ પ્રજ્ઞાપના સૂત્રના પ્રથમ પદમા આ પ્રમાણે આર્યના ભેદો બતાવવામા આવ્યા છે —

મૂળ બે ભેદ-ઋદ્ધિમાન્ આર્ય, અનૃદ્ધિમાન્ આર્ય, જે આત્મ-ઋદ્ધિવાળા હોય તેજ ઋદ્ધિમાન્ આર્ય કહેવાય નહિ કે કેવળ ઘણા દ્રવ્યવાળો તે આત્મ ઋદ્ધિમાન્ આર્યના અર્હન્, ચક્રવર્તી, બલદેવ, વાસુદેવ, જઘાચારણ અને વિદ્યા-ચારણ-એમ છ ભેદો છે અનૃદ્ધિમાન્ આર્યના ક્ષેત્રાર્ય, જાત્યાર્ય, કુલાર્ય, કર્માર્ય, શિલ્પાર્ય, ભાષાર્ય, જ્ઞાનાર્ય, દર્શનાર્ય અને ચારિત્રાર્ય રૂપ નવ ભેદો છે

મહાનુભાવો,, આ અપરિચિત ભેદ-પ્રભેદોને સાભળી આપ આશ્ચર્ય ન કરશો બધાના અર્થો અનુક્રમે હુ બતાવુ છુ પ્રથમ ક્ષેત્રાર્ય-યદ્યપિ ભરતક્ષેત્રમા ૩૨ હજાર દેશો છે, પરન્તુ તેમા કેવળ સાડીપચીસ દેશોજ આર્ય ગણાયા છે, બાકીના અનાર્ય દેશો છે આના નામો સૂત્રકૃતાङ्ग સૂત્રના પ્રથમ શ્રુતસ્કધમા પાચમા અધ્યયનમા ટીકાકાર શ્રીકોટ્યા ચાર્યે બતાવ્યા છે તે નામો વિસ્તારભયથી હુ બતાવતો નથી તે દેશોમા રહેનારા ક્ષેત્રાર્ય પદથી વ્યવહૃત કરાય છે જાત્યાર્યના છ ભેદો છે-અમ્બષ્ઠ, કલિન્દ, વૈદેહ, વેદગ, હરિત, અને ચુચુણ ત્રીજા કુલાર્યના મુખ્યતયા છ ભેદો છે-ઉગ્રકુલ, ભોગકુલ, રાજન્યકુલ, ઇક્ષ્વાકુકુલ, જ્ઞાતકુલ, કૌરવકુલ ચોથા કર્માર્યના શાસ્ત્રમા અનેક ભેદો કહ્યા છે-જેવા કે-દૌસિક, સૌત્તિક, કાર્પાસિક, ભડવૈતાલિક વિગેરે પાચમા શિલ્પાર્યના તતુવાય, સૌચિક, પટ્ટકાર અને દૃતિકારાદિનો સમાવેશ થાય છે સસ્કૃત, પ્રાકૃત અને અર્ધમાગધીને જાણનાર ભાષાર્ય કહેવાય છે તેમા સમષ્ટિ-વ્યષ્ટિરૂપથી અઢાર ભાષાના જે રસિક હોય તે બધા ભાષાર્ય કહેવાય સાતમા જ્ઞાનાર્યના મતિ, શ્રુત, અવધિ, મન પર્યવ અને કેવલજ્ઞાનાર્ય-રૂપ પાચ ભેદ છે એ પ્રમાણે દર્શનાર્યના પણ સરાગદર્શનાર્ય, વીતરાગદર્શનાર્ય રૂપ મુખ્ય બે ભેદો છે હવે કારણમા કાર્યનો ઉપચાર કરવાથી સરાગદર્શનાર્યના દશ પ્રભેદો છે તે આ છે-નિસર્ગરૂચિ, ઉપદેશરૂચિ, આજ્ઞારૂચિ, સૂત્રરૂચિ, બીજરૂચિ, અધિગમરૂચિ, વિસ્તારરૂચિ, ક્રિયારૂચિ, સક્ષેપરૂચિ અને ધર્મરૂચિ નામ નિર્દેશમાત્રથીજ શ્રોતાઓને ભાવાર્થ જ્ઞાન થશે અતએવ તેનુ વર્ણન હુ નથી કરતો છેવટ સચ્છાસ્ત્રમા

બતાવેલ સદાચારના પાલનમા જે રક્ત હોય તે આર્યાર્ય કહેવાય છે

હવે હુ પ્રસ્તુત વિષય પર આવુ છુ

મહાનુભાવો, મારા બતાવેલા ઉપર્યુક્ત ભેદોથી આપના સમજવામા આવ્યુ હશે કે આર્યો અનેક ભેદોમા વહેચા એલા છે અતએવ હુ કોઈ પણ મનુષ્યને માટે એકાન્તથી એમ નજ કહી શકુ કે તે અનાર્યજ છે અતએવ જેનામા કોઈ પણ રીતનુ આર્યત્વ જણાતુ હોય તેને આત્મીય તરીકે શા માટે અગીકાર ન કરવો ?

વર્તમાન સમયમા જે નવીન વિચારો મનુષ્યોના ચિત્તમા બધાયેલા છે, તે સામ્પ્રતિક પ્રથાને અનુસરીનેજ

એ તો સ્પષ્ટજ દેખાય છે કે—જેમ જેમ સમય વ્યતીત થાય છે, તેમ તેમ મનુષ્યોમા ભિન્નતા ઉત્પન્ન થાય છે ગૃહસ્થઘર એ વાતનુ દૃષ્ટાન્ત છે એક માણસને બે પુત્રો ઉત્પન્ન થાય છે, ત્યારે તે બનેનો ઘનિષ્ઠ સબધ જોવાય છે

તે પછી તે બન્નેને જે પુત્રો ઉત્પન્ન થાય છે, તેમા તેઓનો નિકટતાનો સબધ હોવા છતા પહેલાના જેવી ઘનિષ્ઠતા જોવાતી નથી તેના પુત્રો જે થાય તેમનો મૂળ બે પુરૂષોથી કોઈ એકમા શિથિલ સબધ જોવાય છે અતએવ કોઈ માતાથી પાચમો અને પિતાથી સાતમો પૃથકૂજ કહેવાય છે એમ ઘણો કાળ વ્યતીત થતા ગુણકર્માનુસારે તે તે જાતિ-રૂપે મનુષ્યો વિભક્ત થયા છે અને તે વખતને માટે તે

વિભાગો પડવા યોગ્યજ હતા અત્યારે એવો સમય પ્રાપ્ત થયો છે કે—જે સમયમા જો કોઇ વ્યક્તિ કે સમાજે અથવા કોઈ સજાતીય કે વિજાતીય મનુષ્યે પૂર્વ પોતપોતાના ગુણકર્મોને ભૂલી પતિતાવસ્થા પ્રાપ્ત કરી હોય તો તેનો ઉદ્ધાર કરવો અને કરાવવાનો પૂર્ણ અધિકાર છે, કેમકે આત્મોદ્ધારનો અધિકાર કોઇ પણ એક વ્યક્તિ કે સમાજનેજ આધીન નથી, કિન્તુ સમસ્ત પ્રાણીઓને તેનો અધિકાર છે કોઇ પણ પુરૂષ યદિ પોતાના દુર્ગુણો દૂર કરીને—ત્યાગ કરીને સદ્ગુણી અને સુકર્મી થાય, તો પછી તે પોતાનો ઉદ્ધાર કેમ ન કરી શકે ? જ્યારે ત્યાજ્ય ગુણકર્મોનો ત્યાગ કરીને કોઇ માણુસમા શુદ્ધતા આવે, ત્યારે તેનામા **આર્યત્વ** પણ આવેજ છે

આર્યશબ્દથી કોઈપણ સમાજ કે સપ્રદાયનો મારો અભિપ્રાય નથી, કિન્તુ હેયધર્મોને છોડી જે કોઈ પણ સદ્ગુણ સત્કર્મોનો સ્વીકાર કરે, તેજ **આર્ય** કહી શકાય અને તે જે કોઇ સમાજ, સપ્રદાય કે જાતિમા હોય, તેને સજ્જનો આયજ ગણે છે

સસારમા બધાયે મનુષ્યો સદ્ગુણ અને સત્કર્મને ભજવાવાળા થાઓ અને પોતાનો ઉદ્ધાર કરો, એજ મારી હાર્દિક અભિલાષા છે, એટલુ કહી વિરમુ છુ

આપ સૌએ સાવધાનતાપૂર્વક મારૂ ભાષણ સાભળ્યુ છે, એતદર્થ હુ આપને ધન્યવાદ આપુ છે

ॐ शान्ति शान्ति सुशान्ति ।

તા ૨૪–૧૨–૨૩ ધર્મ સ ૨

॥ अर्हम् ॥

## શ્રીમદ્દયાનંદ શતાબ્દિ પ્રસંગે સર્વધર્મપરિષદ્‌મા “જૈનદર્શન” પર વચાયેલો નિબન્ધ.

સજ્જન મહોદયગણ અને બ્હેનો !

શ્રીમદ્ દયાનંદ જન્મ શતાબ્દિના મહોત્સવ પ્રસંગે સર્વ ધર્મ-પરિષદ્‌ની જે યોજના કરવામા આવી છે, તે અત્યંત પ્રશંસનીય અને ભારતના ધાર્મિક ઇતિહાસમા સ્મરણીય ગણાય

પૂજ્યપાદ સ્વર્ગસ્થ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ, જેમણે દેશ-દેશાંતરોમા જૈનધર્મનો અને જૈનસાહિત્યનો બહોળો પ્રચાર કરવા પાછળ પોતાની જીંદગીનો અમૂલ્ય સમય ગાળ્યો હતો, તેમના પટ્ટધર ઇતિહાસતત્ત્વમહોદધિ શ્રીમદ્ આચાર્ય શ્રીવિજયેન્દ્ર-સૂરિજીએ પોતાનો આ નિબંધ વાંચવાની મારા જેવા જૈનધર્મના અભ્યાસીને જે અમૂલ્ય તક આપી છે તે બદલ હુ તેઓશ્રીનો ઉપકાર માનવા સાથે મારા આત્માને ધન્યભાગ્યજ સમજુ છુ આટલો પ્રસ્તાવ કરી હવે હુ આચાર્ય મહારાજનો નિબંધ વાચીશ

દોસી ફૂલચંદ હરિચંદ-મહુવા

સજ્જનો,

'જૈનદર્શન' એક સ્વતંત્ર દર્શન છે આ જૈનદર્શનમા તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને ઇતિહાસ સમૃદ્ધ, સંપૂર્ણ અને જૈનેતર સમગ્ર સાહિત્યના અભ્યાસીઓને પણ આકર્ષણ કરે તેવુ છે આ સંબંધમા એક જર્મન વિદ્વાન્ ડૉ હર્મન જેકોબી કહે છે કે—

In conclusion let me assert my conviction that Jainism is an original system, quite distinct and independent from all others and that, there fore it is of great importance for the study of Philosophical thought and religious life in ancient India

*Read in the Congress of the History of religion*

ઉપસંહારમા મારે કહેવુ જોઈએ કે, જૈનધર્મ એક સ્વતંત્ર દર્શન છે, એ અન્ય સર્વ દર્શનોથી સર્વથા ભિન્ન અને સ્વાયત્ત છે અને એ રીતે એ પ્રાચીન ભારતવર્ષની તાત્ત્વિક વિચારસરણી અને ધાર્મિક જીવનશ્રેણિના અધ્યયન નિમિત્તે અત્યંત ઉપયોગી છે આ મારી નિશ્ચિત પ્રતીતિ છે

( સર્વ ધર્મ ઇતિહાસ પરિષદ્મા વંચાયેલ નિબંધ ઉપરથી )

એક સમય હતો, જ્યારે જૈનધર્મ સંબંધી મોટા મોટા વિદ્વાનોમા પણ ભારે અજ્ઞાન હતુ કેટલાક જૈનધર્મને બુદ્ધધર્મની કે બ્રાહ્મણધર્મની શાખા માનતા હતા, કેટલાક મહા-

-વીરસ્વામીને તેના સ્થાપક માનતા હતા, અને કેટલાક જૈન ધર્મને નાસ્તિકધર્મ પણ કહેતા હતા આજે પણ આવુ કહેનારા સર્વથા નથી, તેમ તો નહિ જ, પરન્તુ અભ્યાસ અને શોધખોળના પરિણામે એ તો ચોક્કસ જણાઇ આવ્યુ છે કે બુદ્ધધર્મની પહેલા જૈનધર્મનો પ્રચાર હતો, અને મહાવીર સ્વામી તો તેના પ્રચારક તરીકે થઇ ગયા છે

પાશ્ચાત્ય વિદ્વાનોની દૃષ્ટિ પહેલવહેલી બ્રાહ્મણધર્મ અને બુદ્ધધર્મ તરફ પડી, અને તેથી તેના અભ્યાસમા તેઓ જૈનધર્મના અભ્યાસને ભૂલી ગયા આ ઉપરાત મહાવીર અને બુદ્ધ સમકાલીન હતા, તેમજ બન્નેના જીવનમા તેમજ ઉપદેશમા કાઇક સામ્ય હતુ તેથી બુદ્ધધર્મ ને જૈનધર્મ બન્ને એકજ માની લેવાની ભૂલ કેટલાકોએ કરી હતી, પરતુ જેમ જેમ અભ્યાસ ને શોધખોળ વધ્યા, તેમ તેમ જૈનધર્મના સિદ્ધાતો અને ઇતિહાસ કઇક ઔરજ પ્રકારના અને મહત્ત્વના જણાયા પરિણામે આજે ડૉ જેકોબી, ડૉ ૫ેટોલ્ડ, ડૉ ગ્લીનકોનો, ડૉ હેલ માઉન, ડૉ હટલ અને બીજા અનેક વિદ્વાનો જૈન તત્ત્વજ્ઞાન અને સાહિત્યનો અભ્યાસ અને પ્રકાશ યૂરોપાદિ દેશોમા કરી રહ્યા છે

જૈનધર્મ સબધી અજૈન વિદ્વાનોમા એટલી અજ્ઞાનતા હોવાનુ અને તજ્જન્ય આક્ષેપો થવાનુ કારણ માત્ર એજ જણાઇ આવે છે કે તેમનામા મૂળ અભ્યાસ અને સશો-ધનની ખામી હતી

## પ્રાચીનતા.

જૈનધર્મ પ્રાચીનતાનો દાવો કરે છે જગતના ધાર્મિક ઇતિહાસ તરફ દૃષ્ટિ કરવાથી માલૂમ પડે છે કે હઝરત મૂસાએ યાહૂદી ધમ ચલાવ્યો કન્ફ્યુસીયસ, કે જે ચીનદેશના પ્રાચીન ધર્મ સસ્થાપક અને પ્રવર્તક થઇ ગયા તેણે કન્ફ્યુસસ ધર્મ ચલાવ્યો મહાત્મા ઇસુખ્રીસ્તે ખ્રીસ્તી ધર્મ ચલાવ્યો હઝરત મહમ્મદે મહોમેદન ધર્મ શરૂ કર્યો મહાત્મા બુદ્ધે બુદ્ધધર્મ શરૂ કર્યો અને મહાન્ જરથોસ્તે પારસી ધમ શરૂ કર્યો ત્યારે તે પહેલા એટલે આજથી ૨૪૫૧ વર્ષ પહેલા ભગવાન્ મહાવીરે પ્રાચીન કાળથી ચાલ્યા આવતા **જૈનધર્મ**ના પ્રચારક તરીકે પ્રચાર કર્યો જૈનધર્મની દૃષ્ટિએ આ બધા ધર્મો આધુનિક ગણી શકાય તેની ના કહી શકાય તેમ નથી માત્ર બ્રાહ્મણ યા વૈદિકધર્મ અને જૈનધર્મ એ બે પ્રાચીન ધર્મ ગણાય છે હવે આ બે ધર્મોના સબધમા કઇક વિચાર કરવો રહે છે

બૌદ્ધના ધર્મગ્રથો-પિટકગ્રથો **મહાવગ્ગ** અને **મહાપરિનિવ્વાન સુત્ત** વગેરે પણ જૈનધર્મ અને મહાવીરસ્વામીને લગતી કેટલીક હકીકતો બતાવી રહ્યા છે વળી આ ઉપરાત **મહાભારત** અને **રામાયણ** આદિમા પણ જૈનધમ સબધી ઉલ્લેખો મળી આવે છે મતલબ કે હિદુધર્મશાસ્ત્ર અને પુરાણોમા પણ તે સબધી ઉલ્લેખો છે

જૈનધર્મના આદિ તીર્થ કર **ઋષભદેવનુ** વર્ણન

ભાગવતના પાચમા સ્કન્ધના ત્રીજા અધ્યાયમા આવે છે આ ઋષભદેવ ભરતના પિતા થાય છે, કે જેના નામથી ભારતવર્ષ નામ પડ્યુ કહેવાય છે ભાગવતની કથા અનુસારે ઋષભદેવ સાક્ષાત્ વિષ્ણુના અવતાર હતા આથી આગળ વધીને જોઇએ તો **વેદોમા પણ જૈન તીર્થંકરોના નામો આવે છે.** આ કાંઈ ઉપજાવી કાઢેલ નામો નથી, પણ ૨૪ તીર્થંકરોના નામોમાના નામો છે, કે જે વિદ્વાન્ ઇતિહાસવેત્તાઓની શોધના પરિણામે તે સાબિતીઓ મળેલી છે

ઉપરના પ્રમાણો ઉપરથી સ્પષ્ટ જોવાય છે કે **વેદોમાં** પણ તે તીર્થંકરોના નામો આવે છે, કે જે તીર્થંકરોને જૈનો દેવ તરીકે માને છે અને અતએવ એ કહેવુ લગાર અત્યુક્તિવાળુ નથી કે—**વેદરચનાના કાળ પહેલા પણ જૈનધર્મ અવશ્ય હતો**

Dr Guerinot કહે છે—

There can no longer be any doubt that Parsva was a Historical personage According to the Jain Tradition, he *must have lived a* hundred years and died 250 years before Mahavir His period of activity, therefore corresponds to the 8th Century B C

The *Parents* of Mahavir were followers of the religion of Parsva × × × ' The age we live in there have appeared 24 Prophets of Jainism They are ordinarily called Tirthankers

With the 23rd Parsvanath we enter into the region of History & reality

*Introduction to his Essay on Jain Bibliography*

શ્રીપાર્શ્વનાથ એક ઐતિહાસિક મહાપુરૂષ હતા એ નિ શક છે તેમનુ આયુષ્ય એક સો વર્ષનુ હતુ અને તેઓ શ્રી મહાવીર પહેલા અઢીસો વર્ષ અગાઉ નિર્વાણ પામ્યા હતા એમ જૈન પરંપરા ઉપરથી ઉપલબ્ધ થાય છે આ રીતે તેમનો જીવનકાળ અને ઇ સ પૂર્વેની આઠમી શતાબ્દિ એ બન્ને સમકાલીન બને છે

શ્રીમહાવીરના માતાપિતા શ્રી પાર્શ્વનાથના અનુયાયી હતા × × × સઘ કાળમા– ( આ અવસર્પિણીકાળમા ) જૈનોમા ૨૪ અવતારો થયા છે જૈનોના આ મહાપુરૂષોને સામાન્ય રીતે તીર્થંકરો કહેવાય છે ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથના કાળથી આપણો અકલ્પિત અને ઐતિહાસિક પ્રદેશમા પ્રવેશ થાય છે

( જૈન ગ્રથવિદ્યા વિષયક નિબધનો ઉપોદ્ઘાત )

આ બધા પ્રમાણો ઉપરથી સાબીત થાય છે કે—જૈનધર્મ અત્યન્ત પ્રાચીન ધર્મ છે મહાવીરસ્વામી તે ધર્મના અન્તિમ તીર્થંકર થયા છે અને તે બુદ્ધભગવાનના સમકાલીન હતા ઋષભદેવ પ્રથમ તીર્થંકર થઇ ગયા છે અને તેમનો જન્મકાળ અત્યન્ત પ્રાચીન છે

## તત્ત્વજ્ઞાન

મારે નિષ્પક્ષપાત રીતે કહેવુ જોઈએ કે—જૈનધર્મનુ તત્ત્વજ્ઞાન, તેની ધર્મ અને નીતિમીમાસા, તેનુ કર્તવ્યાકર્તવ્ય શાસ્ત્ર અને ચારિત્રવિવેચન ઘણા ઉચ્ચશ્રેણીના છે જૈન દર્શનમા અધ્યાત્મ, મોક્ષ, આત્મા અને પરમાત્મા, પદાર્થવિજ્ઞાન તેમજ ન્યાય વિષે સ્પષ્ટ, વ્યવસ્થિત અને બુદ્ધિગમ્ય વિવેચન જોવામા આવે છે જૈન તત્ત્વજ્ઞાન એટલુ ઉડુ, મહત્ત્વનુ અને તુલનાત્મક દૃષ્ટિએ આલેખાએલુ છે કે મધ્યમ્થ દૃષ્ટિથી વાચનાર અને અભ્યાસ કરનારને તે સપૂર્ણ લાગ્યા વિના કદિ નજ રહે, એટલુજ નહિ પરન્તુ હૃદયમા એક પ્રકારનો અપૂર્વ આનદ ઉત્પન્ન કરે છે

જે જે વિદ્વાન્ મહાશયોએ જૈનધર્મનો તુલનાત્મક રીત્યા અભ્યાસ કર્યો છે, તે તેની મુક્તકઠે પ્રશસા કર્યા વિના નથી રહ્યા

જગત્ શી વસ્તુ છે ? તે માત્ર બે તત્ત્વો–જડ અને ચેતન રૂપ માલૂમ પડે છે–અખડ બ્રહ્માડના સમગ્ર પદાર્થો આ બે તત્ત્વોમા આવી જાય છે

જેમા ચૈતન્ય નથી–લાગણી નથી, તે જડ છે, અને તેથી વિપરીત ચૈતન્યસ્વરૂપ આત્મા છે, તે જીવ છે જ્ઞાન શક્તિ એ આત્માનુ મુખ્ય લક્ષણ છે चेतनालक्षणो जीव' ।

જૈનતત્ત્વજ્ઞાન ત્યા સુધી આગળ વધ્યુ છે કે તે પૃથ્વીને, જળને, અગ્નિને, વાયુને અને વનસ્પતિને જીવમય માને છે

જીવોના મુખ્ય ત્રસ અને સ્થાવર એમ બે ભેદો છે અને સ્થાવરના બે ભેદો છે, સૂક્ષ્મ અને બાદર વર્તમાન વૈજ્ઞાનિકોનુ પણ માનવુ છે કે તમામ પોલાણ (આકાશ) સૂક્ષ્મ જીવોથી ભર્યુ છે, તેઓની માન્યતા પ્રમાણે સૌથી નાનુ **થેકસમ** નામનુ પ્રાણી તેઓએ શોધ્યુ છે, જે એક સોયના અગ્રભાગ પર એક લાખ બેસતા પણ ગીરદી થતી નથી

પ્રસિદ્ધ વિજ્ઞાનવેત્તા પ્રોફેસર **જગદીશચદ્ર બોઝે** વન સ્પતિના છોડો ઉપર પ્રયોગો કરી પૂરવાર કરી આપ્યુ છે કે વનસ્પતિના છોડાને ક્રોધ, લોભ, રીસ વગેરે સજ્ઞાઓ હોય છે અને જીવ પણ હોય છે આ વાત જૈનદર્શને, હજારો વર્ષ પહેલા બતાવેલ છે કે જે વખતે યત્રો જેવુ કઇ પણ સાધન ન્હોતુ, પરન્તુ પોતાના જ્ઞાનદ્વારા તીર્થંકરોએ બતાવ્યુ હતુ

હવે સમય આવી લાગ્યો છે જ્યારે જૈનદર્શનના અનેક સિદ્ધાતો જગતને સ્વીકારવા પડશે, એમ અનુમાન કરવાને ઘણા કારણો છે

જીવ અને અજીવ ઉપરાત પુણ્ય-પાપ ( શુભ કર્મો અને અશુભ કર્મો ), આશ્રવ ( આશ્રીયતે કર્મ અનેન-આત્માની સાથે કર્મનો સબધ થવાના કારણો ) સવર ( આવતા કર્મોને અટકાવે તે ), બધ ( કર્મનો બધ થવો ), નિર્જરા ( કર્મનો ક્ષય ) અને મોક્ષ ( મુક્તિ ) આ સાત મળી કુલ **નવ તત્વો** જૈનદર્શને માન્યા છે

આખી જૈન ફીલોસોફી કર્મ ઉપર નિર્ભર છે આત્મા

અને કર્મ એ બન્નેનો અનાદિ સબધ છે અસલ સ્વરૂપે આત્મા સચ્ચિદાનદમય છે, પણ કર્મોના આવરણવશાત્ તેનુ મૂલ સ્વરૂપ આચ્છાદિત છે જેમ જેમ કર્મોનો નાશ થાય છે તેમ તેનુ અસલ સ્વરૂપ પ્રકાશિત થાય છે અને સર્વ કર્મનો નાશ થવાથી આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર યાને મોક્ષ અક્ષય સુખ પ્રાપ્ત થાય છે

જેવા જેવા કર્મ જીવ કરે છે, તેવા તેવા તેને ફલ ભોગવવા પડે છે, અને તેથી જ્યા સુધી કર્મનો સર્વથા નાશ ન થાય ત્યાસુધી જન્મ-જરા-મરણાદિના દુખો ભોગવવા પડે છે

## મોક્ષનુ સાધન.

જૈનદર્શનમા મોક્ષના સાધન તરીકે સમ્યગ્દર્શન ( Right belief ) સમ્યગ્જ્ઞાન ( Right knowledge ) અને સમ્યક્ ચારિત્ર ( Right charactor ) એ ત્રિપુટીને માને છે તત્વાર્થસૂત્રમા સૌથી પહેલુજ સૂત્ર આ આપવામા આવ્યુ છે—सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्ग'। આજ મોક્ષનો માર્ગ છે વળી જૈનદર્શન આત્માને નિત્ય માને છે કર્મોનો ક્ષય કરી અખડાનદ-મોક્ષસુખ પ્રાપ્ત કરનાર આત્માઓ પુન અવતાર લેતા નથી તેમ જૈનશાસ્ત્ર માને છે જો કે તીર્થકરોના જન્મથી એમ સાબીત થાય છે કે-જ્યારે જ્યારે જગત્મા અનાચારો ને દુખો વધી પડે છે, ત્યારે મહાન્ આત્માઓ અવશ્ય જન્મે છે, અને તેઓ જગતને સન્માર્ગ બતાવે છે, પરન્તુ મુક્ત આત્મા કે જેઓને સસારમા ફરીવાને કશુ કારણજ નથી, તે ફરીથી સસારમા જન્મ લેતા

નથી ત્યારે એવા મહાન્ પુરૂષો જન્મે છે, તે મોક્ષમા ગયેલા આત્માઓ નહિ, પરન્તુ ચાર ગતિમા ભ્રમણ કરનાર આત્માઓ પૈકીનાજ હોય છે

શ્રીગીતાજીનો કર્મયોગ એ જૈન પરિભાષામા પુરૂષાર્થ છે જૈનદર્શન કર્મવાદી થવાને નહિ, પણ આત્મા કોઇની પણ સહાય વિના જીવનમુકત ( કૈવલ્ય ) અવસ્થા મેળવવાનો પુરૂષાર્થ કરવાને ફરમાવે છે આત્મા સપૂણુ–આત્મજ્ઞાનવડે (કૈવલ્યજ્ઞાને ) જગતના સવ ભાવો જાણી અને જોઇ શકે છે અને તે પછી તે મોક્ષપદને પામે છે મુક્ત આત્માઓને નિર્મળ આત્મજ્યોતિમાથી સ્ફુરતો સ્વાભાવિક જે આનદ છે તેજ આનદ પરમાથ સુખ છે તેવા આત્માઓને શુદ્ધ, બુદ્ધ, સિદ્ધ, નિરજન, પરમબ્રહ્મ વગેરે નામો શાસ્ત્રોમા આપ્યા છે

## ઇશ્વર

ઈશ્વરના સબન્ધમા જૈનશાસ્ત્ર એક નવીનજ દિશા બતાવે છે આ વિષયમા જૈનદર્શન દરેક દશનથી લગભગ જુદુ પડે છે, તે પણ તે દર્શનની ખૂબી છે परिक्षीणसकलकर्मा ईश्वरः। જેના સકલ કર્મોનો ક્ષય થયો છે, એવા આત્મા પરમાત્મા બને છે જે જીવો આત્મસ્વરૂપના વિકાસના અભ્યાસમા આગળ વધીને પરમાત્મા સ્થિતિએ પહોચે છે તેજ ઇશ્વર છે આ જૈનશાસ્ત્રનો સિદ્ધાન્ત છે હા, પરમાત્મસ્થિતિએ પહોચેલા સર્વ સિદ્ધો પરસ્પર એકાકાર,

છે એક સમાન ગુણ અને શક્તિવાળા હોવાથી સમષ્ટિરૂપે તેઓનો " એક " શબ્દથી વ્યવહાર થઇ શકે છે

જૈનધર્મનો એક અન્ય સિદ્ધાન્ત પણ વિચારશીલ વિદ્વાનોનુ વધારે ધ્યાન એચે છે તે એ કે **ઇશ્વર જગતનો કર્તા નથી** વીતરાગ ઈશ્વર ન તો કોઈના ઉપર પ્રસન્ન થાય છે, ન કોઇના ઉપર નાખુશ થાય છે, કારણ કે તેનામા રાગ-દ્વેષનો સર્વથા અભાવ છે **સંસાર ચક્રથી નિર્લેપ પરમકૃતાર્થ** ઇશ્વરને જગતકર્તા થવાનુ શુ કારણ ? દરેક પ્રાણીના સુખ દુ ખો તેની કર્મસત્તા ઉપર આધાર રાખે છે સામાન્ય બુદ્ધિથી જ્યારે દુનિયા ઉપરની બધી વસ્તુઓ કોઇના બનાવ્યા વિના ઉત્પન્ન નથી થતી, ત્યારે જગત્ પણ કોઇએ બનાવ્યુ હશે એમ કહેવાય છે એમ તે ખ્યાલ માત્ર છે, કારણ કે સર્વથા રાગ, દ્વેષ , ઇચ્છા આદિથી રહિત પરમાત્મા-ઈશ્વરને જગત્ બનાવવાનુ કઈજ કારણ જોવાતુ નથી અને તેવા ઈશ્વરને જગતના કર્તા માનવામા અનેક દોષારોપ આવી શકે છે

હા, એક રીતે ઈશ્વર જગતકર્તા બતાવી શકાય —

परमैश्वर्ययुक्तत्वाद् मत आत्मैव वेश्वर ।
स च कर्तेति निर्दोष कर्तृवादो व्यवस्थित ॥

—શ્રીહરિભદ્રસૂરિ

ભાવાર્થ—પરમૈશ્વર્ય યુક્ત હોવાથી આત્મા એજ ઈશ્વર મનાય છે અને તેને કર્તા કહેવામા દોષ નથી, કેમકે આત્મામા કર્તૃવાદ ( કર્તાપણુ ) રહેલ છે

માત્ર જૈનોજ ઇશ્વરને જગત્કર્તા માનતા નથી એમ નથી, પણ વૈદિક મતવાળાઓમાના ઘણાએ ઇશ્વરને જગત્કર્તા માનતા નથી જુઓ વાચસ્પતિમિશ્ર રચિત **સાંખ્યતત્ત્વકૌમુદી** ૫૭ કારિકા

## સ્યાદ્વાદ.

પ્રમાણપૂર્વક જૈનશાસ્ત્રોમા એક સિદ્ધાન્ત એવો સાબીત કરવામા આવ્યો છે કે જેના સબધમા વિદ્વાનોને આશ્ચર્ય થયા વિના રહેતુ નથી એ સિદ્ધાન્ત છે **સ્યાદ્વાદ. एकस्मिन्** वस्तुनि सापेक्षरीत्या विरुद्धनानाधर्मस्वीकारो हि स्याद्वाद । એક વસ્તુમા અપેક્ષાપૂર્વક વિરૂદ્ધ જુદા જુદા ધર્મનો સ્વીકાર કરવો એનુ નામ **સ્યાદ્વાદ** છે જ્યારે મનુષ્ય કાંઇ બોલે છે, ત્યારે તેમા તેના સિવાય બીજા વિષય સબન્ધિ સત્ય અવશ્ય રહે છે જેમકે 'તે મારા ભાઇ છે,' આમ જ્યારે હુ બોલુ છુ ત્યારે તે મારા ભાઈ છે, છતા તે કોઈના **પુત્ર** પણ છે, કોઇનો **કાકો** પણ છે, કોઇનો **મામો** પણ છે પ્રત્યેક વસ્તુને અપેક્ષાથી નિત્યાનિત્ય રૂપે માનવી એટલે સર્વ પદાર્થો ઉત્પાદ, વિનાશ અને સ્થાયી સ્વભાવવાળા છે તેમ ઠરે છે વસ્તુ માત્રમા સામાન્યધર્મ અને વિશેષધર્મ રહેલા છે મતલબ કે એકજ વસ્તુમા સાપેક્ષથી અનેક ધર્મોની વિદ્યમાનતા સ્વીકારવી તેનુ નામ **સ્યાદ્વાદ** છે જરા વિશાળ દૃષ્ટિથી દર્શન શાસ્ત્રો જોનાર સારી પેઠે સમજી શકે છે કે–દરેક દર્શનકારને એક અથવા બીજી રીતે **સ્યાદ્વાદ** સ્વીકારવોજ પડયો છે

સમયના અભાવે માત્ર ટુંકાણમાજ દરેક વિષયની રૂપરેખા તમારી આગળ ઉપસ્થિત કરૂ છુ

## જૈનસાહિત્ય

હવે જૈનસાહિત્ય સબધી જરા દૃષ્ટિપાત કરીએ

જૈનસાહિત્ય વિપુલ, વિસ્તીર્ણ અને સમૃદ્ધ છે એવો કોઈ પણ વિષય નથી જેના ઉપર રચાએલા અનેક ગ્રંથો જૈન સાહિત્યમા ન મળી આવે, એટલુજ નહી પરન્તુ તે વિષયોની ચર્ચા ઘણી ઉત્તમ રીતે ઉત્તમોત્તમ અને વિદ્વત્તાપૂર્ણ દૃષ્ટિથીજ થએલી છે

જૈનદર્શનમા પ્રધાન ૪૫ શાસ્ત્રો છે, જે સિદ્ધાંત અથવા આગમના નામથી ઓળખાય છે તેમા ૧૧ અગ, ૧૨ ઉપાગ, ૬ છેદ, ૪ મૂળસૂત્ર, ૧૦ પયન્ના અને ૨ અવાતર સૂત્રો, આવે છે

પ્રાચીન સમયમા શાસ્ત્ર લખવા-લખાવવાનો રિવાજ નહોતો સાધુઓ પરપરાથી આવેલ જ્ઞાનને મુખપાઠે રાખતા જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેને પુસ્તકારૂઢ કરવાની ફરજ પડી આગમમા જે બોધ છે તે મહાવીરસ્વામીના જીવન, કથન અને ઉપદેશનો સાર છે આ આખુ જૈનસાહિત્ય દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ધર્મકથાનુયોગ અને ચરણકરણાનુયોગ એ ચાર વિભાગોમા વ્હેચાએલુ છે

ગણિત સબધી ચદ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ અને લોકપ્રકાશાદિગ્રથો એટલા અપૂર્વ છે કે તેમા સૂર્ય, ચદ્ર, તારામડળ, અસખ્ય દ્વીપ, સમુદ્રો, સ્વર્ગલોક, નારકી વગેરેની પુષ્કળ હકીકતો મળી આવે છે

હીરસૌભાગ્ય, વિજયપ્રશસ્તિ, ધર્મશર્માભ્યુદય, હમ્મીર મહાકાવ્ય, પાર્શ્વાભ્યુદયકાવ્ય, યશસ્તિલક ચપૂ વગેરે કાવ્યો, સન્મતિ તર્ક, સ્યાદ્વાદરત્નાકર, અનેકાન્તજયપતાકા વગેરે ન્યાયગ્રથો, યોગબિન્દુ, યોગદૃષ્ટિસમુચ્ચય વગેરે યોગગ્રથો, જ્ઞાનસાર, અધ્યાત્મસાર, અધ્યાત્મકલ્પદ્રુમ વગેરે આધ્યાત્મિક ગ્રથો, સિદ્ધહેમચદ્ર વિગેરે વ્યાકરણગ્રથો આજ પણ સુપ્રસિદ્ધ છે પ્રાકૃતસાહિત્યનુ ઉંચામા ઉંચુ સાહિત્ય જૈનસાહિત્યમાજ છે જૈનન્યાય, જૈન તત્ત્વજ્ઞાન, જૈનનીતિ અને અન્યાન્ય વિષયોના ગદ્ય-પદ્યના અનેક ઉત્તમોત્તમ ગ્રથો જૈનસાહિત્યમા ભર્યા પડયા છે

વ્યાકરણ અને કથા સાહિત્ય તો જૈન સાહિત્યમા અદ્વિતીય છે જૈનસ્તોત્રો, સ્તુતિઓ, જુની ગુજરાતી ભાષાના રાસાઓ વગેરે અનેક દિશામા જૈનસાહિત્ય ફેલાએલુ છે જૈનસાહિત્ય માટે પ્રો. જોહન્સ હર્ટલ લખે છે કે –They (Jains) are the creators of very extensive popular literature

અર્થાત્—જૈનો, ઘણા વિશાળ લોકભોગ્ય સાહિત્યના સરજનહાર છે

પ્રાકૃત, સસ્કૃત, ગુજરાતી, હિન્દી અને તામીલ ભાષામા પણ જૈનસાહિત્ય પુષ્કળ લખાએલુ છે

શ્રીમદ્ સિદ્ધસેનદિવાકર, શ્રીમદ્ હરિભદ્રસૂરિ, શ્રીમદ્ હેમચદ્રાચાર્ય, ઉપાધ્યાય યશોવિજયજી, ઉપાધ્યાય વિનયવિજયજી

આવા અનેક જૈન આચાર્યોએ જૈનસાહિત્યને સમૃદ્ધ બનાવ-
વામા પોતાના જીવનો વ્યતીત કર્યા છે

છેલ્લા ૨૫-૩૦ વર્ષથી જ્યારથી જૈનસાહિત્ય વિશેષ પ્રચારમા
આવવા લાગ્યુ છે ત્યારથી ઇગ્લાડ, જર્મની, ફ્રાન્સ, ઇટલી અને
ચીનમા જૈન સાહિત્યનો ખૂબ પ્રચાર થઇ રહ્યો છે આજે તો
સ્વર્ગસ્થ ગુરૂદેવ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયધર્મસૂરિજી
મહારાજના મહાન્ કાર્યથી અનેક વિદ્વાનો દેશ-દેશમા જૈન
સાહિત્યનો અભ્યાસ ને પ્રચાર કરી રહ્યા છે

મારો દૃઢ અભિપ્રાય છે કે જેમ જેમ જૈનસાહિત્ય વધારે
પ્રમાણમા વચાશે ને તુલનાત્મક દૃષ્ટિએ તેનો અભ્યાસ થશે,
તેમ તેમ તેમાથી મીઠી સુગધી જગત્ના રગમડપમા ફેલાશે
ને તેનાથી જગત્મા વાસ્તવિક અહિસાધર્મનો પ્રચાર થશે

## જૈનઇતિહાસ-કલા

જૈન તેમજ અજૈન વિદ્વાનોનુ ધ્યાન જૈન ઇતિહાસ તરફ
હજી એટલુ નથી આકર્ષાયુ જેટલુ આકર્ષાવુ જોઇએ ગુજરા
તના ઇતિહાસનુ મૂળ જૈન ઇતિહાસમા છે જૈનોએ ગુજરાતનો
ઇતિહાસ સભાળી રાખ્યો છે એમ કહીએ તો ખોટુ નથી
અનેક પ્રાચીન શિલાલેખો, પટ્ટકો, મૂર્તિઓ, ગ્રથો, સિક્કાઓ
અને તીર્થસ્થાનોમા જૈન ઇતિહાસના સ્મરણો મળી આવે છે
જૈનરાજા ખારવેલની ગુફાઓ, આબુ ઉપરનુ અજાયબીભર્યું
કોતરકામ, શત્રુજયપર્વત ઉપરના મદિરો, જૈનોનુ સ્થાપત્ય

શિલ્પકળા મ ભ ધમા શ્રેષ્ટતા હોવાના પ્રમાણો રજુ કરે છે જૈન રાજાઓ અને મ ત્રીઓ પણ અનેક થઇ ગયા છે

સ પ્રતિ, શ્રેણિક, કોણિક, કુમારપાળ વિગેરે તેમજ અનેક રાજ્ય વહિવટો કરનાર વસ્તુપાલ, તેજપાલ, ભામાશાહ, મુ જાલ, ચાપાશાહ વિગેરે વિગેરે મ ત્રીયો આજ પણ જૈન ઇતિહાસના ર ગમ ડપમા અપૂવ ભાગ ભજવી રહ્યા છે

## અહિ સા.

' અહિ સા ' એ જૈનધર્મનો જગત્‌ને અદ્દ્ભુત સ દેશ છે જગત્‌ના સર્વ ધર્મોમા અહિ સા વિષે જરૂર કઇ ને કઈ ઉલ્લેખ છે, પણ જૈનધર્મે જે અહિ સા ધર્મ બતાવ્યો છે તેવો બીજા ધર્મોમા નહિ હોય—નથીજ ભારતીય કેટલાક કહેવાતા વિદ્વા નોનો આક્ષેપ છે કે અહિ સાધર્મે ભારતવર્ષની વીરતાનો નાશ કર્યો છે લોકોમા શૂરવીરતાને બદલે બાયલાપણુ, બીકણપણુ, આણ્યુ છે, તે વાત સત્ય નથી અહિ સાધર્મ પાળનારાઓએ યુદ્ધો કર્યા છે, લડાઇઓ કરી છે અને રાજ્યો ચલાવ્યા છે અહિ સામા જે આત્મશક્તિ, જે સ યમ, જે વિશ્વપ્રેમ છે, તે બીજા કશામા નથી અહિ સા સ બ ધી ઉપર્યુકત આક્ષેપો તે જ લોકો કરે છે કે જેઓ જૈનદર્શનમા પ્રતિપાદિત **સાધુધર્મ** અને **ગ્રહસ્થધર્મ**ને જાણવા પામ્યા નથી આ બે ધર્મોની જુદાઇ સમજનાર એવો આક્ષેપ કદી કરી શકેજ નહિ

ભારતગૌરવ લોકમાન્ય તિલકે પોતાના વ્યાખ્યાનમા

સ્થળે કહ્યું છે કે અહિંસા પરમો ધર્મ એ ઉદાર સિદ્ધાંતે બ્રાહ્મણ ધર્મ પર ચિરસ્મરણીય છાપ મારી છે અર્થાત્ યજ્ઞયાગાદિમાં પશુહિંસા થતી હતી તે આજકાલ નથી થતી, એ જૈનધર્મેજ એક મોટી છાપ બ્રાહ્મણ ધર્મ પર મારી છે ઘોર હિંસાનું પાતક બ્રાહ્મણ ધર્મથી વિદાય કરવાનું શ્રેય જૈનધર્મના હિસ્સા માજ છે

નોર્વેજીયન વિદ્વાન્ ડૉ સ્ટીનકોનો પણ કહે છે કે—

" આજ પણ અહિંસાની શક્તિ પૂર્ણપણે જાગ્રત છે જ્યાં જ્યાં ભારતીય વિચારો યા ભારતીય સભ્યતાએ પ્રવેશ કર્યો છે, ત્યાં સદૈવ ભારતનો આજ સદેશ રહ્યો છે આ તો સસાર પ્રતિ ભારતનો ગગનભેદી સદેશ છે અને આશા છે, અને મારો એ વિશ્વાસ છે કે પિતૃભૂમિ ભારતના ભાવી ભાગ્યમાં ગમે તે થાઓ પણ ભારતવાસીઓનો આ સિદ્ધાંત સદૈવ અખડ રહેશે "

## ઉપસંહાર

સજ્જનો,

જૈનધર્મ દયા—અહિંસા માર્ગ તરફ જગતને આકર્ષે છે જૈનોએજ બ્રાહ્મણોને અહિંસક બનાવ્યા છે, યજ્ઞયાગાદિમાં થતી હિંસાનો જે નાશ થયો છે તે જૈનધર્મના પ્રતાપેજ

ગુજરાતને અહિંસાનુ કેન્દ્ર બનાવવામાં **પણ જૈનધર્મજ** મુખ્ય કારણ છે

મહાધર્મોમા જૈનધર્મની વિશેષતા અહિંસામા છે આ સુખવિલાસ ને પ્રવૃત્તિની દુનિયામા જૈનસૂત્રો ને સિદ્ધાતે નિવૃત્તિમાર્ગ અને ત્યાગમાર્ગ તરફ દોરે તે કેમ પોષાય. એમ ઘણાઓને લાગતુ હશે, પરન્તુ અતે તેજ માર્ગ બધાને લેવાની ફરજ પડશે

જૈનસાધુઓના આચાર દુનિયાભરમા પ્રશસનીય ગણાય છે તેઓ આર્યાવર્તના પ્રાચીન સાધુ આચારને આજે પણ પાળી રહ્યા છે જ્યારે આ વીસમી સદીમા અનેક સાધુઓએ સાધુતા છોડીને જરૂરી સગવડો ઐશ–આરામના સાધનો સેવવા માડ્યા છે

**સજ્જનો !**

આપ સૌએ મારૂ વ્યાખ્યાન આટલો વખત સાભળવા જે ધીરતા અને શાન્તિ જાળવી રાખી છે, તે બદલ હુ અત - કરણથી આપને ધન્યવાદ આપુ છુ, અને સાથે સાથે એટલો. અનુરોધ કરૂ છુ કે સામાન્ય ધર્મોમા કયાય પણ ભેદ નથી.

એક વિદ્વાને કહ્યુ છે કે—

Eternal truth is one but it is refleted in the minds of the singers

દરેક તત્વજ્ઞાન તુલનાત્મક દૃષ્ટિએ જોવામા આવે અને વિચારવામા આવે તો ઘણાખરા મતભેદો તો તુરતમાજ મરી જવા પામે તેમ છે

ભારતના ધાર્મિક ઉત્થાન માટે ભારતીય લોકોએ ધાર્મિક કલેશોને દૂર કરવા જોઇએ છે અને ત્યારેજ આપણી એકતા જગતને અનેરા ચમત્કાર બતાવશે, એમ મારો નમ્ર પરન્તુ દૃઢ વિશ્વાસ છે પ્રાન્તે જૈન ધર્મ, કે જે યૂનિવર્સલ-દુનિયાનો ધર્મ છે અને તેજ પ્રમાણે દુનિયા તેને અપનાવે, આટલુ ઈચ્છી મારૂ વકતવ્ય અહિંજ સમાપ્ત કરૂં છુ ઘર જિનવરમ્ ।

आचार्य विजयेन्द्रसूरि.



કલકત્તામા ભરાએલા ઇન્ડિયન ફિલોસોફીકલ
કોંગ્રેસમા ઇતિહાસતત્ત્વમહોદધિ જૈનાચાર્ય

## શ્રીવિજયેન્દ્રસૂરિ મહારાજ

નો

# જૈનતત્વજ્ઞાન

### ઉપર વચાયેલો નિબધ



**ઉપક્રમ—**

ભારતવર્ષનો જૂનામા જૂનો ઇતિહાસ પણ એ વાતનુ પ્રતિપાદન કરે છે કે–અહિ એવા ઉચ્ચકોટીના તત્ત્વજ્ઞ પુરુષો હતા, જેની બરાબરી ભાગ્યેજ બીજો કોઇ દેશ કરી શકતો ભારતવર્ષના દર્શનોમા એટલુ ઉડુ રહસ્ય સમાએલુ છે કે, જેનો તલસ્પર્શ કરવામા આજ કોઈપણ વિદ્વાન્ સફલતા મેળવી શકતો નથી કમનસીબ ભારતવર્ષ આજ ઇતરદેશના તત્ત્વજ્ઞો તરફ તાકી રહ્યો છે અને વાતની વાતમા ઇતર દેશના તત્ત્વજ્ઞોના પ્રમાણો આપવાને આપણે હરવખત તૈયાર રહીએ છીએ મારા નમ્ર મત પ્રમાણે આપણે ભારતવર્ષના દર્શનો

ઉપર જ હજી ઘણો વિચાર કરવાનો રહે છે અને હુ ધારૂં છુ કે કોઈ પણ વિદ્વાન્ દાર્શનિક રહસ્યોને જાણવામા જેટલો ઉંડા ઉતરતો જશે, તેટલો જ તેમાથી અપૂર્વ સાર ખેંચી શકશે અને તે દ્વારા ભારતવષમા કઈ નવો ને નવોજ પ્રકાશ પાડતો રહેશે

આવી રીતે ભારતવર્ષના વિદ્વાનોને એક-બીજાના દાર્શનિક તત્ત્વો અનાયાસે જાણવાના મળે, એને માટે કલકત્તાના ફિલોસોફિકલ સોસાઇટીએ આવી કોંગ્રેસ બોલાવવાની જે યોજના ઉભી કરી છે, તેને માટે તે સોસાઇટીને ધન્યવાદ આપી હુ મારા મૂળ વિષય ઉપર આવીશ

## પ્રાચીનતા

જૈનદર્શન એ ભારતવષના આસ્તિક છ દર્શનો પૈકીનું એક છે, અને તે ધર્મ અથવા દર્શન એક પ્રાચીનમા પ્રાચીન છે એ વાત ખરી છે કે જ્યા સુધી જૈનધર્મના ગ્રથો વિદ્વાનોના હાથમા ન્હોતા આવ્યા ત્યા સુધી જૈનતત્ત્વજ્ઞાન લોકોના જાણવામા ન્હોતુ આવ્યુ, ત્યા સુધી જૈનધર્મ એ બૌદ્ધ ધર્મની શાખા છે, જૈનદર્શન એક નાસ્તિક દર્શન છે, જૈન ધર્મ અનીશ્વરવાદી ધમ છે ઇત્યાદિ નાના પ્રકારની કલ્પનાઓ લોકોએ કરી, પરન્તુ છેલ્લા કેટલાક વર્ષોથી જેમ જેમ જૈનસાહિત્ય લોકોના હાથમા આવતુ ગયુ, જૈનધર્મના ઉંડા તત્ત્વો લોકોના જાણવામા આવ્યા અને બીજી તરફથી ઇતિહાસની કસોટીમા જૈનધર્મની પ્રાચીનતાના અનેક પ્રમાણો મળવા લાગ્યા તેમ તેમ વિદ્વાનો પોતાના મતો ફેરવવા

લાગ્યા જૈનધર્મને અર્વાચીન માનનારાઓના જોવામા આવ્યુ કે–વેદ જેવા પ્રાચીનમા પ્રાચીન મહામાન્ય ગ્રથોમા જ્યારે જૈનતીર્થંકરોના નામો આવે છે, ભાગવત જેવા ઐતિહાસિક ગ્રથમા ઋષભદેવ જેવા જૈનતીર્થકરનો ઉલ્લેખ આવે છે કે, જે ઋષભદેવને થયે કરોડો વર્ષ માનવામા આવે છે ત્યારે જૈનધર્મ ઘણા જૂના કાળનો–વેદના સમયથી પણ પહેલાનો–છે, એમ માનવામા 'હા' 'ના' કાની શાની હોઇ શકે ?

પાશ્ચાત્ય વિદ્વાનોમા મ્હોટે ભાગે બૌદ્ધધર્મની શાખા તરીકે **જૈનધર્મ** મનાતો, પરન્તુ બૌદ્ધોના પિટક ગ્રથોમા–મહાવગ્ગ અને મહાપરિણિવ્વાણ આદિમા જૈનધર્મ અને મહાવીરના સબધમા મળેલી હકીકતો તેમજ બીજા કેટલાક પ્રમાણોથી હવે વિદ્વાનોને સ્પષ્ટ જાહેર કરવુ પડયુ છે કે ' **જૈનધર્મ એક પ્રાચીન અને સ્વતત્ર ધર્મ છે."**

જર્મનિના સુપ્રસિદ્ધ **ડૉ. હર્મન જેકોબી** સ્પષ્ટ કહે છે–

' I have come to conclusion that Jain religion is an extremely ancient religion independent of other faiths It is of great importance in studying the ancient philosophy and religious doctrines of India

અર્થાત્—હુ નિર્ણય ઉપર આવી ગયો છુ કે " જૈનધર્મ અત્યન્ત પ્રાચીન અને અન્ય ધર્મોથી પૃથક્ એક સ્વતત્ર ધર્મ છે એટલા માટે હિન્દુસ્તાનના પ્રાચીન તત્ત્વજ્ઞાન અને ધાર્મિક જીવન જાણવા માટે તે અત્યન્ત ઉપયોગી છે "

જૈનધર્મની પ્રાચીનતાના સબંધમાં મારે આ પ્રસંગે એટલા માટે આટલો ઉલ્લેખ કરવો પડ્યો છે કે ભારતવર્ષના પ્રાચીન દર્શનોમાં જ એક એવું વિશેષ તત્ત્વ રહેલું છે કે જે આધુનિક વિચારકોની વિચારસૃષ્ટિમાં નથી જોવાતું અને તેટલા માટે મારો એ અનુરોધ અસ્થાને નહિ જ લેખાય કે- ભારતવર્ષના જ નહિ, દુનિયાના વિદ્વાનોએ જૈનદર્શનમાં બતાવેલ તત્ત્વજ્ઞાનનો પણ ખાસ અભ્યાસ કરવો જોઈએ

## જૈનતત્ત્વજ્ઞાન

સજ્જનો! હું આ પ્રસંગે એ બતાવવાની તક લઉં છું કે- જૈનતત્ત્વજ્ઞાન એક એવું તત્ત્વજ્ઞાન છે, જેમાથી કોઈ પણ શોધનારને નવી ને નવી વસ્તુઓ જ પ્રાપ્ત થાય છે આ તત્ત્વજ્ઞાનની ઉત્કૃષ્ટતાના સબંધમાં માત્ર હું એટલું જ કહીશ કે જૈનોની એવી માન્યતા છે-અને જૈન સિદ્ધાંતોથી પ્રતિપાદિત છે કે-જૈન ધર્મનું જે કંઈ તત્ત્વજ્ઞાન છે, તે તેના તીર્થંકરોએ પ્રકાશિત કરેલું છે અને તે તીર્થંકરો તે તત્ત્વજ્ઞાનનો ત્યારે જ પ્રકાશ કરે છે કે જ્યારે તેઓને કૈવલ્ય-કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે, 'કેવલજ્ઞાન' એટલે ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન ત્રણે કાળનું લોકાલોકના તમામ પદાર્થોનું યથાસ્થિત જ્ઞાન પ્રાપ્ત કરાવે તે એવું જ્ઞાન પ્રાપ્ત થયા પછી જે તત્ત્વનો પ્રકાશ કરવામાં આવે, તેમાં અસત્યની માત્રાનો લેશ પણ ન રહેવા પામે, એ દેખીતી વાત છે અને તેનું જ કારણ છે કે જે જે વિદ્વાનો જૈનતત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરી રહ્યા છે, તે તે વિદ્વાનો મુક્ત કંઠે જૈનતત્ત્વજ્ઞાનની ઉત્કૃષ્ટતા સ્વીકારી રહ્યા છે એટલું જ નહિ પરન્તુ વિજ્ઞાનની દૃષ્ટિએ આ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરનારા તો

તેના ઉપર ઓર જ મુગ્ધ થઈ રહ્યા છે આ સબધી ઇટાલી-યન વિદ્વાન્ ડૉ એલ. પી ટેસીટોરીએ કહ્યુ છે—

"જૈનદર્શન ઘણીજ ઉચી પક્તિનુ છે એના મુખ્ય તત્ત્વો વિજ્ઞાનશાસ્ત્રના આધાર ઉપર રચાએલા છે એવુ મારૂ અનુ-માનજ નહિ પણ પૂર્ણ અનુભવ છે જેમ જેમ પદાર્થવિજ્ઞાન આગળ વધતુ જાય છે, તેમ તેમ જૈનધર્મના સિદ્ધાન્તો સિદ્ધ થતા જાય છે"

આવા ઉત્તમ **જૈનતત્ત્વજ્ઞાન** સબધી હુ એક નાનકડા નિબધમા શુ લખી શકુ ? એનો ખ્યાલ આપ સૌ સ્વાભાવિક રીતે કરી શકો તેમ છો અને તેથી જૈનધર્મમા પ્રકાશિત કરેલા ઘણા અને વધારે ઉંડા ઉતારેલા તત્ત્વોનુ વિવેચન ન કરતા સક્ષેપમા સ્થૂલ સ્થૂલ તત્ત્વો સબધી જ અહિ થોડો ઉલ્લેખ કરીશ

**ઈશ્વર.**

આ પ્રસગે સૌથી પહેલા જૈનોની ઇશ્વર સબધી માન્યતાનો ઉલ્લેખ કરીશ

ઈશ્વરનુ લક્ષણ કલિકાલસર્વજ્ઞ **હેમચન્દ્રાચાર્યે** પોતાના **યોગશાસ્ત્રમા** આ પ્રમાણે બતાવ્યુ છે —

" सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजित ।
यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वर " ॥

અર્થાત્-સર્વજ્ઞ, રાગ-દ્વેષાદિ દોષોને જીતનાર, ત્રૈલોક્યના

પૂજિત અને યથાસ્થિત-સત્ય અર્થને કહેનાર તેજ દેવ અર્હન કે પરમેશ્વર છે

આવીજ રીતે હરિભદ્રસૂરિએ મહાદેવ અષ્ટકમા પણ કહ્યુ છે

> यस्य सङ्क्लेशजननो रागो नास्त्येव सर्वथा ।
> न च द्वेषोऽपि सत्त्वेषु शमेन्धनदवानलः ॥
> न च मोहोऽपि सज्ज्ञानच्छादनोऽशुद्धवृत्तकृत् ।
> त्रिलोकख्यातमहिमा महादेवः स उच्यते ॥
> यो वीतरागः सर्वज्ञो यः शाश्वतसुखेश्वरः ।
> क्लिष्टकर्मकलातीतः सर्वथा निष्कलस्तथा ॥
> यः पूज्यः सर्वदेवानां यो ध्येयः सर्वदेहिनाम् ।
> यः स्रष्टा सर्वनीतीनां महादेवः स उच्यते ॥

ઉપર્યુક્ત લક્ષણોથી સ્પષ્ટ માલૂમ પડે છે કે જેઓ રાગ, દ્વેષ, મોહથી રહિત છે, ત્રિલોકીમા જેમનો મહિમા પ્રસિદ્ધ છે, જેઓ વીતરાગ છે, સર્વજ્ઞ છે શાશ્વત સુખના માલીક છે, તમામ પ્રકારના કર્મોથી રહિત છે, સર્વથા કલારહિત છે, સર્વ દેવોના પૂજ્ય છે, સર્વ શરીરધારિયોના ધ્યેય છે, અને જેઓ સમસ્ત નીતિનો માર્ગ બતાવનાર છે, તેજ મહાદેવ-ઈશ્વર છે

ધ્યાનમા રાખવુ જોઈએ કે ઈશ્વરને નીતિના સ્રષ્ટા તે અપેક્ષાએ કહેવામા આવેલ છે કે જ્યારે તેઓ શરીરધારી અવસ્થામા જગતના કલ્યાણનો માર્ગ બતાવી રહ્યા હતા શરીર છૂટયા પછી-મુક્તિમા ગયા પછી-તેમનામા કોઈ પણ જાતનુ કર્તૃત્વ રહેતુ નથી, એ વાત હમણાજ કહેવાશે

સંક્ષેપથી કહેવામાં આવે તો परिक्षीणसकलकर्मा ईश्वरः અર્થાત્ જેના સમસ્ત કર્મો ક્ષય થયા છે, તેનું નામ ઈશ્વર છે

જે આત્માઓ આત્મસ્વરૂપનો વિકાસ કરતા કરતા પરમાત્મ-સ્થિતિએ પહોંચે છે, તે બધાએ ઈશ્વર કહેવાય છે ઈશ્વર કોઈ એકજ વ્યકિત છે, એવું જૈનસિદ્ધાન્તનું મન્તવ્ય નથી કોઈ પણ આત્મા કર્મોનો ક્ષય કરી પરમાત્મા બની શકે છે હા, પરમાત્મસ્થિતિએ પહોંચેલા એ બધાએ સિદ્ધો, પરસ્પર એકાકાર અને અત્યન્ત સંયુક્ત હોવાથી, સમુચ્ચયરૂપે તેઓનો 'એક ઈશ્વર' તરીકે કથચિત્ વ્યવહાર કરીએ, તો તેમાં કંઈ ખોટું નથી, પરન્તુ જગતનો કોઈ પણ આત્મા ઈશ્વર ન થઈ શકે-પરમાત્મસ્વરૂપને ન પ્રાપ્ત કરી શકે, એમ જૈનસિદ્ધાન્ત પ્રતિપાદન નથી કરતો

આ પ્રસંગે 'આત્મા' 'પરમાત્મા' શી રીતે થઈ શકે છે? 'પરમાત્મસ્થિતિ'એ પહોંચેલો આત્મા ક્યાં રહે છે? ઈત્યાદિ વિવેચન કરવા જેવું છે, પરન્તુ તેમ કરવા જતાં નિબંધનું કલેવર વધી જવાના ભયથી એ બાબતને પડતી મૂકી ઈશ્વરના સંબંધમાં જૈનોની ખાસ ખાસ બે માન્યતાઓ તરફ આપ સૌનું ધ્યાન ખેંચીશ

પહેલી બાબત એ છે કે **ઈશ્વર અવતારને ધારણ કરતા નથી** અને એ વાત તો સ્પષ્ટ સમજાય તેવી છે કે જે આત્માઓ સકલ કર્મોનો ક્ષય કરી સિદ્ધ થાય છે-સંસારથી મુક્ત થાય છે, તેઓને પુનઃ સંસારમાં અવતાર લેવાનું કંઈ કારણ રહેતુંજ નથી જન્મ-મરણોને ધારણ

એ કર્મપરિણામ છે અને મુક્તાવસ્થામા એ કર્મનુ નામો–નિશાન પણ રહેતુ નથી જ્યારે 'કર્મ' રૂપ કારણનોજ અભાવ છે, તો પછી 'જન્મ ધારણ કરવા' રૂપ કાર્યની ઉત્પત્તિ હોઇજ કેમ શકે ? કારણ કે—

" दग्धे बीजे यथाऽत्यन्त प्रादुर्भवति नाङ्कुर ।
कर्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुर ॥ "

બીજ અત્યન્ત બળી ગયા પછી અકુર ઉત્પન્ન થતો નથી, તેવી રીતે કર્મરૂપી બીજ સર્વથા બળી ગયા પછી સસારરૂપી અકુરો ઉત્પન્ન થતો નથી

વળી મુક્તાવસ્થામા નવીન કર્મબધનનુ પણ કારણ નથી રહેતુ, કારણ કે કર્મ એ એક જડ પદાર્થ છે તેના પરમાણુ ત્યાજ લાગે છે, જ્યા રાગ-દ્વેષની ચીકાશ હોય છે અને મુક્તાવસ્થામા પરમાત્મસ્થિતિએ પહોચેલા આત્માઓને રાગ-દ્વેષની ચીકાશનો સ્પર્શમાત્ર પણ નથી હોતો અત એવ મુક્તાવસ્થામા નવીન કર્મબધનો પણ અભાવ છે, અને કર્મબધનના અભાવના કારણે તે મુક્તાત્માઓ પુન સસારમા આવતા નથી

બીજી બાબત છે ઈશ્વરકર્તૃત્વ સબધી જૈનદર્શનમા ઈશ્વરકર્તૃત્વનો અભાવ માનવામા આવ્યો છે અર્થાત્ 'ઈશ્વરને જગત્ના કર્તા માનવામા આવતા નથી '

સામાન્ય દૃષ્ટિથી દેખવામા આવે તો જગત્ના દૃશ્યમાન તમામ પદાર્થો કોઇ ને કોઈ દ્વારા બનેલા અવશ્ય દેખાય છે,

તો પછી જગત જેવી વસ્તુ કોઈના બનાવ્યા સિવાય બની હોય, અને તે નિયમિત રીતે પોતાનો વ્યવહાર ચલાવી રહી હોય, એ કેમ સંભવી શકે ? એ શંકા જનતાને અવશ્ય થાય છે

પરન્તુ વિચાર કરવાની વાત તો એ છે કે આપણે ઈશ્વરનું જે સ્વરૂપ માનીએ છીએ–જે જે ગુણોથી યુક્ત ઇશ્વરને ઓળખાવીએ છીએ, એની સાથે ઇશ્વરનુ 'કર્તૃત્વ' કયા સુધી બધબેસતુ છે ? એનો પણ વિચાર કરવો ઘટે છે

તમામ દર્શનકારો ઇશ્વરના જે વિશેષણો બતાવે છે, તેમા રાગ-દ્વેષ રહિત, સચ્ચિદાનન્દમય અમોહી, અચ્છેદી, અભેદી, અનાહારી, અકષાયી–આદિ વિશેષણો યુક્ત સ્વીકારે છે આ વિશેષણો યુક્ત ઇશ્વર જગતના કર્તા કેમ હોઈ શકે ? પહેલી બાબત એ છે કે ઈશ્વર **અશરીરી** છે અશરીરી ઈશ્વર કોઇ પણ ચીજના કર્તા હોઇ જ કેમ શકે ? કદાચ ઇચ્છાથી કહેવામા આવે તો ઇચ્છા તો રાગાધીન છે, જ્યારે ઇશ્વરને રાગ દ્વેષનો તો સર્વથા અભાવજ માનવામા આવ્યો છે અને જો ઇશ્વરમા પણ રાગ-દ્વેષ-ઇચ્છા-રતિ-અરતિ-આદિ દુર્ગુણો માનવામા આવે તો ઇશ્વરજ શાનો ?

વળી ઇશ્વરને જો જગતના કર્તા માનવામા આવે તો જગતની આદિ ઠરશે અને જો જગત્ આદિ છે તો પછી જ્યારે જગત્ નહિ બન્યુ હતુ ત્યારે શુ હતુ ? કહેવામા આવે કે એકલો ઇશ્વર હતો, પરન્તુ એકલા 'ઇશ્વર' નો વ્યવહારજ '**વદતો વ્યાઘાત**' જેવો છે 'ઇશ્વર' શબ્દ, બીજા કોઈ શબ્દની અપેક્ષા જરૂર રાખે છે 'ઇશ્વર' તો

'ઇશ્વર' કોનો ? કહેવુ જ જોઇએ કે 'સસાર'ની અપે-
ક્ષાએ 'ઇશ્વર' 'સસાર છે તો ઇશ્વર છે અને 'ઇશ્વર' છે
તો 'સસાર' છે બન્ને શબ્દો સાપેક્ષ છે અને તેથી સુતરા એ
માનવુ આવશ્યક છે કે જગત્ અને ઇશ્વર બન્ને અનાદિ છે એની
કોઇ આદિ નથી અનાદિ કાળથી આ વ્યવહાર ચાલ્યો આવે
છે આ વિષયમા જૈનદર્શનમા सम्मतितर्क स्याद्वादरत्नाकर,
अनेकान्तजयपताका, रत्नाकरावतारिका, स्याद्वादमञ्जरी આદિ
અનેક ગ્રથોમા તેનુ વિસ્તારથી સ્પષ્ટીકરણ કરેલુ છે, વિદ્વાનોને
તે જોવાની ભલામણ કરૂ છુ

કર્મ—

ઉપર ઇશ્વરના વિવેચનમા કર્મનો ઉલ્લેખ કરવામા આવ્યો
છે, કે જે કર્મનો સર્વથા ક્ષય થવાથી કોઇ પણ આત્મા ઇશ્વર
થઇ શકે છે આ 'કર્મ' શી વસ્તુ છે, એ સક્ષેપમા બતાવ
વાનો પ્રયત્ન કરીશ

'જીવ' કે 'આત્મા' એ જ્ઞાનમય અરૂપી પદાર્થ છે તેને
વળગી રહેલ સૂક્ષ્મ મલાવરણ તેને કર્મ કહેવામા આવે છે
'કર્મ' એ જડ પદાર્થ છે-પૌદ્ગલિક છે કર્મના પરમાણુઓને
કર્મના 'દળ' કે 'દળિયા' કહેવામા આવે છે આત્મા ઉપર
રહેલી રાગ-દ્વેષરૂપી ચિકાશના કારણે આ કર્મના પરમાણુઓ
આત્માને વળગે છે આ મળાવરણ-કર્મ જીવને અનાદિ
કાળથી વળગેલ છે તેમાથી કોઇ છૂટા પડે છે, કોઇ નવા
વળગે છે એમ ક્રિયા થયા કરે છે આવી રીતે લાગતા કર્મોના
જૈનશાસ્ત્રકારોએ મુખ્ય બે ભેદો બતાવ્યા છે

૧ ઘાતિકર્મ અને ૨ અઘાતિકર્મ જે કર્મો જીવ ઉપર ઘાતીને આત્માના મુખ્ય સ્વાભાવિક ગુણોનો ઘાત કરે તે ઘાતિકર્મ છે અને જે કર્મના પરમાણુઓ આત્માના મુખ્ય ગુણોને નુકશાન પહોચાડતા નથી તે અઘાતિકર્મો છે, આ ઘાતિ અને અઘાતિ બન્નેના ચાર-ચાર ભેદો છે એટલે કર્મના મુખ્ય આઠ ભેદો બતાવવામા આવ્યા છે

૧ જ્ઞાનાવરણીય—જેને આખ ઉપર બાધેલા પાટાની ઉપમા આપવામા આવી છે અર્થાત્ આખે પાટો બાધેલો માણસ જેમ કોઇ પદાર્થ જોઇ શકતો નથી તેવી રીતે જેને 'જ્ઞાનાવરણીય' કમરૂપી પડદો આત્માની ઉપર આચ્છાદિત થયેલો છે, તેનુ જ્ઞાન ઢકાયેલુ રહે છે

૨ દર્શનાવરણીય—આને દરવાનની ઉપમા આપવામા આવી છે રાજાની મુલાકાત કરાવવામા જેમ દરવાન વિઘ્નભૂત થાય છે, તેમ આ કર્મ વસ્તુતત્ત્વને જોવામા બાધક થાય છે

૩ મોહનીય—આ કર્મ મદિરા સમાન છે મદિરાથી બેભાન થયેલો માણસ ભાન ભૂલી યદ્વા તદ્વા બકે છે, તેમ મોહથી મસ્ત બનેલ માણસ કર્ત્તવ્યાકર્ત્તવ્યને સમજી શકતો નથી

૪ અતરાય—આ રાજાના ભડારી જેવુ છે રાજાની ઇચ્છા દાન કરવાની હોય, પણ ભડારી બહાના કાઢી દાન ન દેવા દે, તેમ આ કર્મ શુભ કાર્યોમા વિઘ્નભૂત થાય છે

૫ વેદનીય—મનુષ્ય સુખ-દુખનો જે અનુભવ કરે છે, તે

આ કમના પરિણામે સુખ એ શાતાવેદનીય કર્મનુ પરિણામ છે, અને દુ ખ એ અશાતાવેદનીય કર્મનુ

૬ **આયુષ્યકર્મ**—જીવનને ટકાવી રાખનારૂ કર્મ એ આયુષ્ય કર્મ છે દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકીનુ આયુષ્ય પ્રાપ્ત થવુ એ આ કર્મનુ ફળ છે

૭ **નામકર્મ**—સારી ગતિ, સારૂ શરીર, પૂર્ણ ઇદ્રિયો વિગેરે પ્રાપ્ત થાય છે, એ શુભ નામકર્મના કારણો અને ખરાબ ગતિ, ખરાબ શરીર અને ઇંદ્રિયોની હીનતા વિગેર એ અશુભ નામકર્મના કારણો

૮ **ગોત્રકર્મ**—ઉચ્ચ ગોત્ર અને નીચ ગોત્રની પ્રાપ્તિ થાય છે તે આ કર્મના કારણે શુભ કમથી ઉચ્ચ ગોત્ર અને અશુભ કર્મથી નીચગોત્ર પ્રાપ્ત થાય છે

ઉપર બતાવેલા આઠ કર્મોના અનેકાનેક ભેદાનુભેદ છે એનુ વર્ણન '**કર્મગ્રથ**' '**કમ્મપયડી**' આદિ ગ્રથોમા ઘણા જ વિસ્તારથી કરવામા આવેલુ છે

ઉપરના કર્મોનુ બારીકાઇથી અવલોકન કરનાર સહજ જોઈ શકશે કે-જગતમા જે નાના પ્રકારની વિચિત્રતા દેખાય છે, એ આ કર્મોનેજ આભારી છે એક સુખી એક દુ ખી, એક રાજા એક રક, એક કાણો એક અપગ, એક મોટરમા બેસે એક પાછળ દોડે, એક મહેલમા રહે એકને રહેવાની ઝુપડીયે ન મળે, એક જ્ઞાની તરીકે ઓળખાય, બીજો મહા મૂખ ગણાય, આ બધુ જગતનુ વૈચિત્ર્ય હોવાનુ કઈ કારણ હોવુ જોઇએ, અને તે કારણ બીજુ કોઇ નહિ, પરન્તુ સૌ

સોએ કરેલા કર્મોનું ફળજ છે જીવો જેવા જેવા પ્રકારના ર્મો કરીને જન્મે છે, તેવા તેવા પ્રકારના ફ્ળોની પ્રાપ્તિ તેમને થાય છે

એ ઉપરજ કહેવામા આવ્યુ છે કે 'કર્મ' એ જડ પદાર્થ-પૌદ્ગલિક પદાર્થ છે, છતા તેની શક્તિ કંઈ કમ નથી કમ જડ હોવા છતા તે આત્માને-ચૈતન્યને પોતાના તરફ ખેંચે છે અને જેવા પ્રકારનુ તે કર્મ હોય છે, તેવી ગતિ કે સુખ-દુ ખ તરફ તેને લઈ જાય છે

આત્મા પુરૂષાર્થ કરી કરીને-પોતાની અન ત શક્તિને ફોરવી-ફોરવીને જ્યારે આ કર્મોનો સર્વથા નાશ કરશે, ત્યારે તે પોતાના અસલી સ્વરૂપને પ્રાપ્ત કરશે-ઈશ્વરત્વ પ્રાપ્ત કરશે

અહિં એ શ કાને અવકાશ છે કે અનાદિકાળથી જીવ અને કર્મ એક સાથે રહેલા છે, તો પછી તે કર્મો સર્વથા છૂટા કેમ થઇ શકે ? તે કર્મોનો સર્વથા અભાવ કેમ સ ભવી શકે ?

આ શ કાનુ સમાધાન વિચારણીય છે આત્માની સાથે કર્મનો સ બ ધ અનાદિ કહેવામા આવ્યો છે, તે ખરૂ છે, પરન્તુ એનો અર્થ એ છે કે અનાદિકાળથી આત્માને નવા નવા કર્મો વળગતા રહે છે અને જૂના જૂના ખરતા રહે છે અર્થાત્ કોઇ પણ એક કર્મ આત્માની સાથે અનાદિ સ યુક્ત નથી, પરન્તુ જુદા જુદા સમયે જુદા જુદા કર્મોનો પ્રવાહ અનાદિ કાળથી ચાલ્યો આવે છે અને જ્યારે એ નક્કી છે કે જૂના કર્મો ખરતાં રહે છે અને નવા વળગતા રહે છે, ત્યારે એ સમજવુ લગારે કઠિન નથી કે કોઈ સમય

આવે કે જ્યારે આત્મા સર્વથા કર્મોથી મુક્ત પણ થાય આપણે અનેક કાર્યોમા અનુભવી શકીએ છીએ કે એક વસ્તુ એક સ્થળે વધારે, તો બીજે સ્થળે ઓછી હોય છે તે ઉપરથી એ નક્કી છે કે કોઇ સ્થળે તે વસ્તુનો સવથા અભાવ પણ હોય જેમ જેમ સામગ્રીની પ્રબળતા વધા પ્રાપ્ત થતી જાય તેમ તેમ તે કાયમા વધારે સફળતા મળતી રહે છે કમક્ષ યના પ્રબળ કારણો પ્રાપ્ત થયે સર્વથા પણ કર્મક્ષય થઇ શકે

જેમ સુવર્ણ અને માટીનો સબધ અનાદિ કાળનો હોય છે, પરતુ તેજ માટી પ્રયત્ન કરવાથી સુવર્ણથી સર્વથા દૂર થાય છે અને સ્વચ્છ સુવર્ણ અલગ થઇ જાય છે આવીજ રીતે આત્મા અને કર્મનો સબધ અનાદિકાળથી હોવા છતા પ્રયત્ન કરવાથી તે સવથા છૂટો થઇ શકે છે અને જ્યારે કર્મ સર્વથા છૂટી જાય છે, ત્યાર પછી તે જીવના ઉપર નવા કર્મ આવતા નથી, કારણ કે ' કર્મ ' જ કર્મને લાવે છે અથવા બીજા શબ્દોમા કહીએ તો રાગ-દ્વેષની ચીકાશ કર્મને ખેચે છે, પરન્તુ કર્મના અભાવમા તે ચીકાશ રહેતી નથી

પાચ કારણ --

ઉપર બતાવેલા 'કર્મ'ના વિવેચન ઉપરથી આપ સૌના સમજવામા આવ્યુ હશે કે જીવનો અને કર્મનો અનાદિ સબધ હોવા છતા પણ પુરૂષાર્થથી એ કર્મોનો ક્ષય થઇ શકે છે, સર્વથા ક્ષય કરી શકાય છે કેટલાક મહાનુભાવો એવુ સમજવામા ભૂલ કરે છે કે "જૈનધર્મમા કેવળ કર્મની જ પ્રધાનતા છે, કર્મ ઉપરજ વિશ્વાસ રાખીને બેસે છે " પરન્તુ,

સજ્જનો, એવુ નથી જૈન સિદ્ધાંતોમા જેમ કર્મનુ પ્રતિપાદન કરવામા આવ્યુ છે, તેમ પુરૂષાર્થનુ પણ છે કર્મોને હઠાવવાના-દૂર કરવાના અનેક ઉપાયો જ્ઞાન, ધ્યાન, તપ, જપ, સયમાદિ-બતાવવામા આવેલ છે જો એકલા કર્મ ઉપરજ ભરૂસો રાખીને બેસી રહેવાનુ જણાવ્યુ હત, તો આજ જૈનોમા ઉગ્ર તપસ્યા, અદ્વિતીય ત્યાગ-વૈરાગ્ય, મહા કષ્ટસાધ્ય સયમ આદિ દેખવામા આવે છે, તે દેખવામા આવતેજ નહિ અત એવ સ્મરણમા રાખવુ જોઇએ કે જૈન ધર્મમા કેવલ કર્મનુ પ્રાધાન્ય નથી, પરન્તુ કર્મની સાથે પુરૂષાર્થને પણ તેટલીજ હદ ઉપર માનવામા આવેલ છે હા, "પ્રાણી જેવા જેવા પ્રકારના કર્મ કરે છે, તેવા તેવા પ્રકારના ફળની પ્રાપ્તિ થાય છે" એ વાતની ઉદ્ઘોષણા જરૂર કરવામા આવી છે પરન્તુ મારા ધારવા પ્રમાણે આ વાતમા તો કોઇ દર્શનકાર અસમ્મત નહિજ થાય

હવે હુ ઉપર કહી ગયો તેમ કર્મ અને પુરૂષાર્થનુ જૈનદર્શનમા પ્રતિપાદન કરવામા આવ્યુ છે, એ ખરૂ છે, પરન્તુ તેથી આગળ વધીને કહુ તો જૈનદર્શનમા કોઇ પણ કાર્યની ઉત્પત્તિમા કર્મ અને પુરૂષાર્થ-બેજ નહિ, બલ્કે પાચ કારણો માનવામા આવ્યા છે તે પાચ કારણો આ છે —

૧ કાલ, ૨ સ્વભાવ, ૩ નિયતિ, ૪ પુરૂષાકાર અને ૫ કર્મ આ પાચે કારણો એક-બીજાની સાથે એટલા બધા ઓતપ્રોત-સયુક્ત થઇ ગયેલા છે કે એમાના એક પણ કારણ અભાવમા કોઇ પણ કાર્ય થઈ શકે નહિ

આ વાત એક ઉદાહરણદ્વારા આપણે તપાસીએ—

જેમ સ્ત્રી બાળકને જન્મ આપે છે, તેમા સૌથી પ્રથમ **કાળની** અપેક્ષા છે, કારણ કે વિના કાળે સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી નથી બીજુ કારણ **સ્વભાવ** છે જો તેમા બાળક ઉત્પન્ન કરવાનો **સ્વભાવ** હશે તોજ ઉત્પન્ન થશે નહિ તો નહિ થાય ત્રીજુ **નિયતિ** ( અવશ્યભાવ ) અર્થાત્ જો પુત્ર ઉત્પન્ન થવાનો હશે તોજ થશે, નહિ તો કઇક કારણ ઉપસ્થિત થઇ ગર્ભ નાશ પામશે ચોથુ **પુરૂષાકાર** (પુરૂષાર્થ) પુત્ર ઉત્પન્ન થવામા પુરૂષાર્થની પણ જરૂર છે કુમારી કન્યાને પુત્ર કદિ ઉત્પન્ન નજ થાય આમ ચારે કારણો હોવાની સાથે **કર્મ** (ભાગ્ય) મા હશે તોજ થશે

એટલે કે પુત્ર ઉત્પન્ન થવા રૂપ કાર્યમા ઉપર્યુક્ત પાચે કારણો મળે છે, ત્યારે કાર્ય સિદ્ધ થાય છે કેવળ ભાગ્ય ઉપર આધાર રાખીને બેસી રહેવામા કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી તલમા તેલ હોય છે, પણ તે ઉદ્યમ વિના નીકળતુ નથી કેવળ ઉદ્યમનેજ ફલદાયક માનવામા આવે તો ઉદર ઉદ્યમ કરવા છતા પણ સર્પના મુખમા જઇ પડે છે ઘણા મનુષ્યો દ્રવ્યપ્રાપ્તિ માટે ઉદ્યમ કરે છે, કિન્તુ ફળ પામતા નથી કેવળ ભાગ્ય (કર્મ) અને ઉદ્યમ બેનેજ માનવામા આવે તો તે પણ ઠીક નથી, કારણ કે ખેતી કરનાર ઉચિત સમય સિવાય સત્તાવાન બીજને ઉદ્યમપૂર્વક વાવે તો પણ તે ફલીભૂત નહિ થાય, કારણ કે કાળ નથી યદિ આ ત્રણેનેજ કારણ માનવામા આવે તો પણ ઠીક નથી, કારણ કે–કોરડુ મગને વાસણ વામા, કાલ, ભાગ્ય, પુરૂષાર્થ હોવા છતા પણ સ્વભાવનો

અભાવ હોવાથી પેદા નહિ જ થાય હવે આ ચારે–કાળ–કર્મ–પુરૂષાર્થ–સ્વભાવ કારણો હોય, પરન્તુ ભવિતવ્યતા ન હોય તો પણ કાર્યસિદ્ધિ નહિ થાય બીજ સારૂ હોય અને અંકુરા ઉત્પન્ન થયા, પરન્તુ જો હોનહાર–ભવિતવ્યતા ઠીક નહિ હોય તો કઇને કઇ ઉપદ્રવ થઇ તે નષ્ટ થઇજ જશે

એટલા માટે કોઇ પણ કાર્યની નિષ્પત્તિમા જૈનશાસ્ત્રકારોએ આ પાચ કારણો માનેલા છે અને આ પાચે કારણો એક બીજાની અપેક્ષાએ પ્રાધાન્ય ભોગવે છે

કહેવાની મતલબ કે જૈનશાસનની એ ખાસ ખૂબી છે કે-કોઇ પણ વસ્તુમા **એકાન્તતાનો** અભાવ છે **એકાન્ત** રીતે અમુકજ કારણથી આ થયુ, એમ માનવાની મના છે અને તેથીજ જૈનદર્શનમા **સ્યાદ્વાદનો** સિદ્ધાન્ત પ્રતિપાદિત કરવામા આવ્યો છે આ પ્રસગે આ **સ્યાદ્વાદનો** સિદ્ધાન્ત થોડો સ્પષ્ટ કરવાની કોશીશ કરીશ

## સ્યાદ્વાદ

સ્યાદ્વાદ એટલે અનેકાન્તવાદ અનેકાન્તવાદનુ પ્રાધાન્ય જૈનદર્શનમા એટલુ બધુ માનવામા આવ્યુ છે કે—જેના લીધે 'જૈનદર્શન' નુ અપરનામ પણ '**અનેકાન્તદર્શન**' રાખવામા આવેલ છે આ સ્યાદ્વાદનુ યથાસ્થિત સ્વરૂપ નહિ સમજવાને કારણે કેટલાકોએ એને '**સંશયવાદ**' તરીકે પણ ઓળખાવ્યો, પરન્તુ વસ્તુત 'સ્યાદ્વાદ' એ 'સંશયવાદ' નથી 'સંશય' તો એનુ નામ છે કે " એક વસ્તુ કોઇ ચોક્કસરૂપે સમજવામા ન આવે " અંધારામા કઇ લાબી લાબી વસ્તુને

વિચાર ઉત્પન્ન થાય કે 'આ દોરડી છે કે સર્પ?' અથવા દૂરથી લાકડાના ઠુંઠા જેવુ કઇ દેખી વિચાર થાય કે, "આ માણસ છે કે લાકડુ" આનુ નામ સશય છે આમા સપ કે દોરડી, કિંવા માણસ કે લાકડુ કઇ પણ નિર્ણય કરવામા આવ્યો નથી આ એક સશય છે પરન્તુ સ્યાદ્વાદમા તેવુ નથી ત્યારે 'સ્યાદ્વાદ' શી વસ્તુ છે, એ આપણે જોઇએ 'સ્યાદ્વા૦'ની સક્ષેપમા વ્યાખ્યા આમ થઇ શકે છે –

" एकस्मिन् वस्तुनि सापेक्षरीत्या विरुद्धनानाधर्मस्वीकारो हि स्याद्वाद ।

એક પદાર્થમા અપેક્ષાપૂર્વક વિરૂદ્ધ નાના પ્રકારના ધર્મોનો સ્વીકાર કરવો એનુ નામ સ્યાદ્વાદ છે

સસારના તમામ પદાર્થોમા અનેક ધર્મો રહેલા છે જો સાપેક્ષ રીતિથી આ ધર્મોનુ અવલોકન કરવામા આવે તો તેમા તે ધર્મોની સત્યતા જરૂર જણાશે એક વ્યાવહારિક દૃષ્ટાન્તજ લઇએ

એક માણસ છે તેનામા અનેક ધર્મો રહેલા છે તે પિતા છે, તે પુત્ર છે, તે કાકો છે, તે ભત્રીજો છે, તે મામો છે, અને તે ભણેજ પણ છે આ બધાએ ધર્મો પરસ્પર વિરૂદ્ધ છે, છતા તે એકજ વ્યક્તિમા રહેલા છે, પરન્તુ તે વિરૂદ્ધ ધર્મો આપણે અપેક્ષા પૂર્વક જોઇએ તોજ સિદ્ધ થાય છે મતલબ કે–તે પિતા છે, તેના પુત્રની અપેક્ષાએ, તે પુત્ર છે, તેના પિતાની અપેક્ષાએ, તે ભત્રીજો છે, તેના કાકાની અપેક્ષાએ, તે મામો છે, તેના ભાણેજની અપેક્ષાએ અને તે ભાણેજ

,તેના મામાની અપેક્ષાએ જો આ પ્રમાણે અપેક્ષાપૂર્વક ન જો
વામા આવે તો એવા વિરૂદ્ધધર્મો એક વ્યક્તિમા ન જ સભવી શકે

આવી જ રીતે દુનિયાના તમામ પદાર્થોમા-આકાશથી લઇને
દીપક પર્યન્તમા-સાપેક્ષરીતે નિત્યત્વ, અનિત્યત્વ, પ્રમેયત્વ,
વાચ્યત્વાદિ ધર્મો રહેલા આપણે જોઇ શકીએ છીએ ત્યા સુધી કે
'આત્મા' જેવી 'નિત્ય' ગણાતી વસ્તુને પણ જો સ્યાદ્વાદની
દૃષ્ટિએ જોઇએ તો તેમા નિત્યત્વ-અનિત્યત્વ વિગેરે ધર્મો જણાશે

આ પ્રમાણે તમામ વસ્તુઓમા સાપેક્ષરીત્યા અનેક ધર્મો
રહેલા હોવાથી જ **શ્રીમાન્ ઉમાસ્વાતિ વાચકે** દ્રવ્યનુ લક્ષણ
'उत्पाद-व्यय-ध्रौव्ययुक्त सत्' એવુ બતાવ્યુ છે અને કોઇ
પણ દ્રવ્યને માટે આ લક્ષણ **નિર્દોષ** લક્ષણ જણાય છે

આપણે 'સ્યાદ્વાદ' શૈલિથી 'જીવ' ઉપર આ લક્ષણ ઘટાવીએ

'આત્મા' યદ્યપિ દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ **નિત્ય** છે,
પરન્તુ પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અનિત્ય પણ માનવો
પડશે જેમ કે-એક સસારસ્થ જીવ, પુણ્યની અધિકતાના
સમયે જ્યારે મનુષ્યયોનિને છોડીને દેવયોનિમા જાય છે, તે
વખત દેવગતિમા ઉત્પાદ (ઉત્પન્ન થવુ) અને મનુષ્યપર્યાયનો
વ્યય (નાશ) થાય છે, પરન્તુ બન્ને ગતિમા **ચેતનધર્મ** તો
સ્થાયી રહ્યો જ એટલે હવે જો એકાન્ત નિત્ય માનવામા આવે
તો ઉત્પન્ન કરેલ પુણ્ય-પાપપુઞ્જ, પુનર્જન્મ-મરણાભાવથી
નિષ્ફળ જશે અને એકાન્ત અનિત્ય જ માનવામા આવે તો
પુણ્ય-પાપ કરવાવાળો બીજો થાય અને તેનો ભોગવનાર
બીજો થાય અતએવ આત્મામા કથચિત્ નિત્યત્વ અને કથ
ચિત્ અનિત્યત્વનો સ્વીકાર જરૂર કરવો પડશે

આ તો ચૈતન્યનુ દૃષ્ટાન્ત આપ્યુ, પરન્તુ જડ પદાર્થમા પણ 'उत्पाद-व्यय-ध्रौव्ययुक्त सत्' એ દ્રવ્યનુ નિરીક્ષણ સ્યાદ્વાદની શૈલીથી જરૂર ઘટે છે જેમ સુવર્ણની એક કઠી

કઠીને ગળાવીને કદોરો બનાવ્યો જે વખતે કઠીને ગળાવી કદોરો બનાવીએ છીએ તે વખતે કદોરાનો ઉત્પાદ (ઉત્પત્તિ) અને કઠીનો વ્યય થાય છે, જ્યારે સુવર્ણત્વ ધ્રુવ છે–વિદ્યમાન છે આમ દુનિયાના તમામ પદાર્થોમા 'उत्पाद व्यय-ध्रौव्ययुक्त सत्' એ લક્ષણ ઘટે છે અને તે જ સ્યાદ્વાદશૈલી છે એકાન્ત નિત્ય, એકાન્ત અનિત્ય કોઈ પણ પદાર્થ માની શકાયજ નહિ કઠીને ગાળીને કદોરો બના વવામા કઠી તો આકારરૂપ માત્ર બદલાયેલ છે, નહિ કે કઠીની તમામ વસ્તુનો નાશ થયો અને કદોરો ઉત્પન્ન થઈ ગયો એકાન્ત નિત્ય તો ત્યારેજ મનાય કે કઠીનો આકાર ગમે તે સમયે જેવો ને તેવો કાયમ રહેતો હોય, ગાળવા કે તોડવા છતા પણ, તેમ એકાન્ત અનિત્ય પણ ત્યારેજ મનાય કે કઠીને તોડતા–ગાળતા સર્વથા તેનો નાશ થતો હોય તેમાનો એક અશ પણ બીજી વસ્તુમા ન આવતો હોય

આવી રીતે તમામ પદાર્થોમા નિત્યત્વ, અનિત્યત્વ, પ્રમે યત્વ, વાચ્યત્વાદિ ધર્મો રહેલા છે એ ધર્મોનો સાપેક્ષ રીતિથી સ્વીકાર કરવો–એ ધર્મોને સાપેક્ષ રીતિએ જોવા, એનુ નામ જ સ્યાદ્વાદ છે

સીધી રીતે નહિ તો આડકતરી રીતે પણ આ જ દ્વનો સ્વીકાર લગભગ તમામ આસ્તિક દર્શનકારોએ મ હુ મારા દાર્શનિક અભ્યાસ ઉપરથી જોઈ

બધા દર્શનકારોએ જુદી જુદી રીતે શી રીતે **સ્યાદ્વાદનો** સ્વીકાર કર્યો છે, એ બતાવવા જેટલો અહિં અવકાશ નથી, અને તેથી **કાશીના** સુપ્રસિદ્ધ વિદ્વાન્ સ્વર્ગીય **મહામહો પાધ્યાય પંડિત રામમિશ્ર શાસ્ત્રીજીએ** પોતાના સુજનસમ્મેલન નામના વ્યાખ્યાનમા સ્યાદ્વાદ સબંધી ઉલ્લેખેલા શબ્દોનેજ અહિ ટાકીશ —

"અનેકાન્તવાદ તો એક એવી વસ્તુ છે કે તેને દરેકે સ્વીકારવી જોઇશે અને લોકોએ સ્વીકારી પણ છે જૂઓ વિષ્ણુપુરાણમા લખ્યુ છે —

> नरकस्वर्गसंज्ञे वै पुण्यपापे द्विजोत्तम !।
> वस्त्वेकमेव दु खाय सुखायेर्ष्याजिवाय च ।
> कोपाय च यतस्तस्मात् वस्तु वस्त्वात्मक कुत ? ॥

અહિ **પરાશર** મહર્ષિ કહે છે 'વસ્તુ વસ્ત્વાત્મક **નથી'** આનો અર્થજ એ છે કે **કોઈપણ વસ્તુ એકાન્તે એકરૂપ નથી** જે વસ્તુ એક સમયે સુખનો હેતુ છે, તેજ બીજા ક્ષણમા દુખનુ કારણ બને છે અને જે વસ્તુ કોઇ કોઇ વખતે દુખનુ કારણ બને છે, તે જ વસ્તુ ક્ષણભરમા સુખનુ કારણ પણ થાય છે

સજ્જનો, આપ સમજી શકયા હશો કે અહિં સ્પષ્ટ અનેકાન્તવાદ કહેવામા આવ્યો છે એક બીજી વાત ઉપર પણ ધ્યાન આપવુ, જેઓ 'सदसद्भ्यामनिर्वचनीय जगत्' કહે છે, તેને પણ વિચારદૃષ્ટિથી દેખવામા આવે તો **અનેકાન્તવાદ** માનવામા હરકત નથી, કારણ કે—જ્યારે ' ' પણ નથી કહી શકતા અને 'અસત્' પણ નથી

તો કહેવુ પડશે કે કોઇ પ્રકારથી ' સત્ ' હોઇ કરીને પણ કોઇ રીતે ' અસત્ ' છે એટલા માટે ન તો ' સત્ ' કહી શકાય છે અને ન 'અસત્' તો હવે **અનેકાન્તતા** માનવી સિદ્ધ થઇ

સજ્જનો ! **નૈયાયિકો** ' તમ ' ને તેજોઽભાવસ્વરૂપ કહે છે અને **મીમાંસક** તથા **વેદાન્તિક** તેનુ ખડન કરીને તેને **' ભાવસ્વરૂપ '** કહે છે, તો હવે જોવાની વાત એ છે કે આજ સુધી એનો કોઇ ફેસલો થયો નહિ કે, કોણ ઠીક કહે છે ? ત્યારે તો બેની લડાઈમા ત્રીજાના **પોબારા** છે અર્થાત્ **જૈન સિદ્ધાન્ત** સિદ્ધ થયો, કારણ કે તે કહે છે કે–' વસ્તુ અનેકાન્ત છે તેને કોઇ રીતે **ભાવરૂપ** કહે છે અને કોઇ રીતે **અભાવરૂપ** પણ કહે છે આવી જ રીતે કોઇ આત્માને ' જ્ઞાનસ્વરૂપ ' કહે છે અને કોઇ 'જ્ઞાનાધારસ્વરૂપ' કહે છે ત્યારે હવે કહેવુ જ શુ ? અનેકાન્તવાદે સ્થાન મેળવ્યુ એવી રીતે કોઇ જ્ઞાનને ' દ્રવ્યસ્વરૂપ ' માને છે, તો કોઈ ' ગુણસ્વરૂપ, ' કોઇ જગતને ' ભાવસ્વરૂપ ' કહે છે તો કોઇ કોઇ ' શૂન્યસ્વરૂપ ' ત્યારે તો **' અનેકાન્તવાદ '** અનાયાસ સિદ્ધ થયો ”

આવી જ રીતે કાશી વિશ્વવિદ્યાલયના પ્રીન્સીપાલ **શ્રી આનદશકર બાપુભાઇ ધ્રુવે** પોતાના એક વખતના વ્યાખ્યાનમા **' સ્યાદ્વાદ '** સબધી કહ્યુ હતુ કે—

“ સ્યાદ્વાદ એકીકરણનુ દ્રષ્ટિબિંદુ અમારી સ્હામે ઉપસ્થિત કરે છે શકરાચાર્યે સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપ કર્યો છે, તે મૂળ રહસ્યની સાથે સબધ રાખતો નથી એ નિશ્ચય છે કે–વિવિધ દ્રષ્ટિબિંદુઓ દ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઇ વસ્તુ

સંપૂર્ણ સ્વરૂપે સમજવામાં આવી શકે નહિ આ માટે 'સ્યાદ્વાદ' ઉપયોગી તથા સાર્થક છે મહાવીરના સિદ્ધાન્તમાં બતાવેલ સ્યાદ્વાદને કેટલાકો સંશયવાદ કહે છે, એ હું નથી માનતો સ્યાદ્વાદ સંશયવાદ નથી, કિન્તુ તે એક દષ્ટિબિંદુ અમને મેળવી આપે છે વિશ્વનું કેવી રીતે અવલોકન કરવું જોઇએ, એ અમને શીખવે છે "

આ પ્રમાણે સ્યાદ્વાદ સંબંધી ટૂંકમાં વિવેચન કર્યા પછી હવે હું જૈનદર્શનમાં માનેલ છ દ્રવ્ય સંબંધી સંક્ષેપમાં વિવેચન કરીશ

છ દ્રવ્ય—

જૈનદર્શનમાં છ દ્રવ્યો માનવામાં આવેલ છે, જેના નામો આ છે-૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ પુદ્‌ગલાસ્તિકાય ૫ જીવાસ્તિકાય અને ૬ કાલ આ છએ દ્રવ્યોની સંક્ષિપ્ત વ્યાખ્યા જોઇએ –

૧ ધર્માસ્તિકાય—સંસારમાં આ નામનો એક અરૂપી પદાર્થ છે જીવ અને પુદ્‌ગલ (જડ) ની ગતિમાં સહાયક થવું, એ આ પદાર્થનું કાર્ય છે યદ્યપિ જીવ અને પુદ્‌ગલમાં ચાલવાનું સામર્થ્ય છે, પરન્તુ ધર્માસ્તિકાયની સહાયતા વિના તે ફલીભૂત નથી થતું જેમ માછલીમાં ચાલવાનું સામર્થ્ય છે, પરન્તુ પાણી વિના તે નથી ચાલી શક્તી, તેમ આ પદાર્થ જીવ અને પુદ્‌ગલની ચલનક્રિયામાં સહાયક થાય છે આ ધર્માસ્તિકાયના ત્રણ ભેદ છે –૧ સ્કન્ધ, ૨ દેશ અને ૩ પ્રદેશ

એક સમૂહાત્મક પદાર્થને સ્કંધ કહેવામાં આવે છે

તેના જુદા જુદા ભાગોને દેશ કહે છે અને પ્રદેશ તે કહેવાય છે કે જેનો ફરી વિભાગ થઈ શકે નહિ

૨ અધર્માસ્તિકાય—આ પણ એક અરૂપી જેમ પથિકને સ્થિતિ કરવામા-સ્થિર થવામા વૃ સહાયભૂત છે, તેમ જીવ અને પુદ્ગલને સ્થિર પદાથ સહાયક થાય છે

આ બે પદાર્થોને અવલ બીને જ જૈ અને અલોકની વ્યવસ્થા બતાવવામા જ્યા સુધી આ બે પદાર્થો વિદ્યમાન છે ત્ય અને તેથી પર અલોક છે અલોકમા આકા કઈ નથી અને તેટલા માટે જ મોક્ષમા ગતિ લોકના અ ત સુધી બતાવી છે તે શક્તિયો-ધર્માસ્તિકાય અને અધર્માસ્તિ અભાવ હોવાથી જીવ ત્યા ગતિ કરી બે પદાર્થો ન માનવામા આવે તો જી થતીજ રહે, અને તેમ માનવા જ વસ્થા ઠીક નિર્ણીત થઇ શક્તી નથ પ્રાપ્ત થાય છે, પરન્તુ ઉપરના બે વિદ્યમાનતા માનવાથી આ બધી અ આ અધર્માસ્તિકાયના પણ સ્કન્ધ, ભેદ્ો માનેલા છે

૩ આકાશાસ્તિકાય—આ પ વ અને પુદ્ગલને અવકાશ આપે

આ આકાશપદાર્થ લોક અને અલોક બન્નેમા છે આના પણ સ્કન્ધાદિ પૂર્વોક્ત ત્રણ ભેદો છે

૪ પુદ્દગલાસ્તિકાય—પરમાણુથી લઇ કરીને યાવત્ સ્થૂલ કે અતિસ્થૂલ-તમામ રૂપી પદાર્થો પુદ્દગલ છે આના ૧ સ્કન્ધ, ૨ દેશ, ૩ પ્રદેશ અને ૪ પરમાણુ–એમ ચાર ભેદો છે પ્રદેશ અને પરમાણુમા ખાસ વિશેષ અ તર નથી જે નિર્વિભાગ ભાગ, બીજા ભાગોની સાથે મળી રહે, તે **પ્રદેશ** છે, અને તે જ નિર્વિભાગ ભાગ જૂદો હોય તો તે પરમાણુ કહેવાય છે

૫ જીવાસ્તિકાય—જીવાસ્તિકાયનુ લક્ષણ આ છે

य कर्त्ता कर्मभेदाना भाक्ता कर्मफलस्य च ।
ससर्त्ता परिनिर्वाता स ह्यात्मा नान्यलक्षण ॥

કર્મોને કરનાર, કર્મના ફૂલોને ભોગવનાર, કર્માનુસાર શુભાશુભ ગતિમા જનાર અને સમ્યગ્ જ્ઞાનાદિના કારણે કર્મના સમૂહનો નાશ કરનાર આત્મા–જીવ છે જીવનુ આથી બીજુ કોઈ સ્વરૂપ નથી

ઉપરના પાચ દ્રવ્યોમા દરેકની સાથે 'અસ્તિકાય' શબ્દ જોડવામા આવ્યો છે એનો અર્થ એ છે કે –અસ્તિ-પ્રદેશ, અને કાય–સમૂહ જેમા પ્રદેશોનો સમૂહ હોય તે અસ્તિકાય ધર્મ, અધર્મ અને જીવ, એના અસખ્યાત પ્રદેશ, આકાશના બે ભેદ–લોકાકાશ અને અલોકાકાશ એમા લોકાકાશ અસખ્યાત પ્રદેશવાળુ અને અલોકાકાશ અનન્ત પ્રદેશવાળુ અને પુદ્દગલના સ ખ્યાત, અસખ્યાત અને અનન્ત પ્રદેશ હોય છે, અતએવ ઉપરના પાચ દ્રવ્ય 'અસ્તિકાય' કહેવાય છે

૬ કાળ—છઠ્ઠુ દ્રવ્ય છે કાલ આ કાલ પદાર્થ કલ્પિત છે ઔપચારિક દ્રવ્ય છે અતદ્દ્ભાવમા તદ્દ્ભાવનુ જ્ઞાન એ ઉપચાર કહેવાય છે મુહૂર્ત્ત, દિવસ, રાત્રિ, મહિના, વર્ષ એ બધા કાલના વિભાગો પાડવામા આવ્યા છે, તે અસદ્ભૂત ક્ષણોને બુદ્ધિમા ઉપસ્થિત કરી કરેલા છે ગયો સમય નષ્ટ થયો અને ભવિષ્યનો સમય અત્યારે અસત્ છે, ત્યારે ચાલુ સમય એટલે વર્ત્તમાન ક્ષણ એજ સદ્ભૂત કાલ છે આ ઉપ રથી જોઇ શકાય છે કે એક ક્ષણ માત્ર કાળમા પ્રદેશની કલ્પના હોઈ શકે નહિ અને તેથી 'કાળ' ની સાથે 'અસ્તિ કાય ' નો પ્રયોગ કરવામા આવતો નથી

જૈનશાસ્ત્રોમા કાલના મુખ્ય બે વિભાગ કરવામા આવ્યા છે **૧ ઉત્સર્પિણી અને ૨ અવસર્પિણી** જે સમયમા રૂપ–રસ–ગધ–સ્પર્શ એ ચારેની ક્રમશ વૃદ્ધિ થાય છે, તે **ઉત્સર્પિણી કાળ** છે, અને એ ચાર પદાર્થોનો ક્રમશ હ્રાસ થાય તે **અવસર્પિણી કાળ** છે ઉત્સર્પિણી અને અવસ ર્પિણી કાળમા પણ પ્રત્યેકના છ–છ વિભાગ છે જેને **આરા** કહેવામા આવે છે અર્થાત્ એક કાલચક્રમા ઉત્સર્પિણીના ૧–૨–૩–૪–૫–૬ એમ ક્રમથી આરા આવે છે, જ્યારે અવ સર્પિણીમા તેથી ઉલટા એટલે ૬–૫–૪–૩–૨–૧ એમ આવે છે આ બન્ને કાળોમા ચોવીશ ચોવીશ તીર્થકરો થાય છે

ઉપર પ્રમાણેના છ પ્રકારના દ્રવ્યોની વ્યાખ્યાને દ્રવ્યા નુયોગ કહેવામા આવે છે જૈનશાસ્ત્રોમા ચાર અનુયોગ બતા વવામા આવ્યા છે **૧ દ્રવ્યાનુયોગ, ૨ ગણિતાનુયોગ, ૩ ચરણકરણાનુયોગ, ૪ કથાનુયોગ**

દ્રવ્યાનુયોગમા ઉપર કહ્યા પ્રમાણે દ્રવ્યોની વ્યાખ્યા-પદાર્થોની સિદ્ધિ-બતાવવામા આવી છે, ગણિતાનુયોગમા ગ્રહ, નક્ષત્ર, તારા, પૃથ્વીના ક્ષેત્રો વિગેરે સબંધી વર્ણન છે, ચરણકરણાનુયોગમા ચારિત્ર-આચાર-વિચાર વિગેરેનુ વર્ણન છે, જ્યારે કથાનુયોગમા મહાપુરૂષોના ચરિત્રો વિગેરે છે સમગ્ર જૈન સાહિત્ય-જૈન આગમો-આ ચાર વિભાગમા વિભક્ત છે આની વ્યાખ્યા-વિવેચન પણ આવશ્યકીય છે, પરન્તુ નિબધ ટૂકમા જ પતાવવાનો હોઇ તે વિવેચન મૂકી દેવામા આવે છે અને અનુરોધ કરવામા આવે છે કે ઉપર્યુકત છ દ્રવ્યો વિગેરેનુ વિસ્તારથી વિવેચન જોવાની અભિલાષા ધરાવનારાઓએ, સમ્મતિતર્ક, રત્નાકરાવતારિકા એવ **ભગવતી** આદિ ગ્રથોમા જોવુ

**નવ તત્ત્વ—**

જૈનશાસ્ત્રોમા **નવ તત્ત્વો** માનવામા આવેલ છે તેના નામો આ છે -૧ જીવ, ૨ અજીવ, ૩ પુણ્ય, ૪ પાપ, ૫ **આશ્રવ, ૬ મવર, ૭ બધ, ૮ નિર્જરા અને ૯ મોક્ષ.**

૧ જીવ—જીવનુ લક્ષણ चेतनालक्षणो जीव એમ કહી શકાય જેમા ચૈતન્ય છે એ જીવ છે આ જીવના મુખ્ય બે ભેદો છે ૧ **મસારી** અને ૨ **મુક્ત** મુક્ત તે છે કે જેઓએ સમસ્ત કર્મોનો ક્ષય કરી સિદ્ધ-નિરજન-પરબ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત કર્યું છે બીજા શબ્દોમા કહીએ તો જે મોક્ષમા ગયેલા અથવા પરમાત્માસ્વરૂપને પ્રાપ્ત થયેલા આ સબધી વર્ણન પ્રારભમા ઈશ્વરના પ્રકરણમા કરવામા આવ્યુ છે

હવે રહ્યા **સસારી** કર્મથી બધાયેલી-કર્મયુક્ત દશાને ભોગવતા તે **સસારી** જીવો છે સસાર એ ચાર ગતિનુ

છે દેવ-મનુષ્ય-તિર્યંચ અને નારક-આ ચાર ગતિનુ નામ સંસાર છે કર્મબદ્ધાવસ્થાના કારણે જીવ આ ચાર ગતિમા પરિભ્રમણ કરે છે સંસારી જીવના મુખ્ય બે ભેદો છે —૧ ત્રસ અને સ્થાવર, ૨ સ્થાવરના પાચ ભેદો છે —૧ પૃથ્વી કાય, અપકાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય આ પાચે પ્રકારના જીવો એકેન્દ્રિયવાળા-ત્વગિન્દ્રિયવાળા-હોય છે આના પણ બે ભેદ છે સૂક્ષ્મ અને બાદર સૂક્ષ્મ જીવો સમસ્ત લોકથી વ્યાપ્ત રહેલા છે સમસ્તલોકાકાશ એવા જીવોથી પરિપૂર્ણ છે

ત્રસ જીવોમા બેઇંદ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પચે ન્દ્રિયનો સમાવેશ થાય છે આ જીવો હાલવા-ચાલવાની ક્રિયા કરતા હોવાથી 'ત્રસ' કહેવાય છે પચેન્દ્રિય જીવોના ચાર વર્ગ છે નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવતા નારક સાત છે, માટે નારકીના જીવોના વર્ગ પણ સાત છે તિર્યંચના પાચ વર્ગ છે જળચર, સ્થળચર, ખેચર, ઉરપરિસર્પ અને ભુજ પરિસર્પ મનુષ્યના ત્રણ વર્ગ છે કર્મભૂમિજ, અકર્મભૂમિજ અને અતર્દ્વીપજ દેવતાના ચાર વર્ગ છે ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક

આમ સંસારી જીવોના અનેક ભેદાનુભેદ બતાવવામા આવ્યા છે જીવોની સૂક્ષ્મતા, જીવોની શક્તિઓ અને જીવોની ક્રિયાઓ જેમ જેમ વિજ્ઞાનનો વિકાસ થતો જાય છે, તેમ લોકોના જાણવામા વધારે આવતી જાય છે જીવોના સંબંધમા જૈનશાસ્ત્રોમા ઘણુ બારીકાઈથી વર્ણન કરવામા આવ્યુ છે, અને તે વિજ્ઞાનની સાથે મળતુ આવે છે જીવોની સૂક્ષ્મતાના સંબંધમા જૈનશાસ્ત્રોમા જે વર્ણન છે તે વાચતા લોકો

અત્યાર સુધી અશ્રદ્ધા કરતા હતા, પરન્તુ યેકમસ નામનું પ્રાણી કે જે સોયના અગ્રભાગ ઉપર એક લાખ જેટલી સખ્યામા આસાનીથી બેસી શકે છે, એવુ વિજ્ઞાનવેત્તાઓ તરફથી જાહેર થયુ ત્યારે લોકોને શાસ્ત્રમા બતાવેલી જીવોની સૂક્ષ્મતા ઉપર શ્રદ્ધા થવા લાગી આવી જ રીતે વનસ્પતિના જીવોમા રહેલી શક્તિયોનુ વર્ણન જ્યારે સુપ્રસિદ્ધ વિજ્ઞાનવેત્તા બોઝ મહાશયે પ્રત્યક્ષ કરી બતાવ્યુ, ત્યારે લોકોની આખ ખુલી ધ્યાનમા રાખવુ જોઇએ કે આજે વિજ્ઞાનવેત્તાઓ જે વાત પ્રયોગોદ્વારા-યન્ત્રોદ્વારા પ્રત્યક્ષ કરી બતાવે છે તે વાત આજથી પચીસસો વર્ષ પહેલા જૈન તીર્થંકર ભગવાન્ મહાવીરે પોતાના જ્ઞાનદ્વારા જનતાને સમજાવી હતી જૈનશાસ્ત્રોમા આવી કેટલીએ બાબતો છે કે જે વિજ્ઞાનની કસોટીમા સિદ્ધ-ઉત્તીર્ણ થઇ જાયતેમ છે હા, તે બાબતોને વિજ્ઞાનદ્વારા જોવી જોઇએ જૈનશાસ્ત્રોમા 'શબ્દ' ને પૌદ્‌ગલિક બતાવેલ છે, તેજ વાત આજે તાર, ટેલીફોન અને ફોનોગ્રાફની રેકાર્ડમા ઉતારાતા શબ્દોથી સિદ્ધ થાય છે વાત એટલીજ છે કે પ્રયત્ન કરવાની જરૂર છે

૨ અજીવ—બીજુ તત્ત્વ અજીવ છે ચેતનતાનો અત્યન્તાભાવ એ અજીવનુ લક્ષણ છે જડ કહો, અચેતન કહો, એ એકાર્થવાચી શબ્દો છે આ અચેતન-જડ તત્ત્વ પાચ વિભાગોમા વિભક્ત છે-ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય અને કાલ-આની વ્યાખ્યા પહેલા કરવામા આવેલી છે

૩-૪ પુણ્ય-પાપ—શુભ કર્મ તે પુણ્ય છે અને

કમ તે પાપ છે સમ્પત્તિ-આરોગ્ય-રૂપ-કીર્તિ પુત્ર-સ્ત્રી-દીર્ઘ આયુષ્ય-ઇત્યાદિ ઇહલૌકિક સુખના સાધનો તેમજ સ્વર્ગાદિ સુખો જેનાથી પ્રાપ્ત થાય, એ શુભ કર્મોને પુણ્ય કહેવામા આવે છે અને તેનાથી વિપરીત-દુ ખના સાધનો મેળવી આપનાર અશુભ કર્મ તે પાપ કહેવાય છે

૫ આશ્રવ—आश्रियतऽनेन कर्म इति आश्रव । અર્થાત્ જે માર્ગદ્વારા કર્મો આવે તે આશ્રવ છે કર્મોપાદાનના હેતુ તે આશ્રવ કર્મોનુ ઉપાર્જન મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એટલા વડે થાય છે તેમા વસ્તુસ્વરૂપથી વિપરીત પ્રતિભાસ એ મિથ્યાત્વ છે, હિસા-અનૃતાદિથી દૂર ન થવુ, એ અવિ તિ છે ક્રોધ, માન, માયા, લોભ એ કષાય છે અને મન-વચન-કાયાનો વ્યાપાર એ યોગ છે એમા શુભયોગ પુણ્યનો અને અશુભયોગ પાપનો હેતુ છે

૬ સવર—આવતા કર્મોને જે અટકાવે તેનુ નામ સવર છે સવર એ ધમ નો હેતુ છે પુણ્ય અને સવરમા થોડોક જ તફાવત છે પુણ્યથી શુભકર્મ બધાય છે, જ્યારે સવર આવતા કર્મોને રોકવાનુ કામ કરે છે

૭ બધ—કમ નો આત્માની સાથે બધ થવો-જોડાવુ એનુ નામ બધ છે કર્મના પુદ્ગલો આખા લોકમા ઠાસી ઠાસીને ભર્યા છે આ પુદ્ગલો આત્મા ઉપરની રાગ-દ્વેષની ચીકાશને લીધે આત્મા ઉપર આવી વળગે છે આ બધ ચાર પ્રકારનો છે ૧ પ્રકૃતિબધ, ૨ સ્થિતિબધ, ૩ રસ બધ અને ૪ પ્રદેશબધ

કમના મૂલ જ્ઞાનાવરણીયાદિ આઠ પ્રકાર, એ તેનો પ્રકૃ

તિબધ છે કર્મબધન સમયે તેની સ્થિતિ અર્થાત્ તે કર્મનો વિપાક કેટલી મુદ્દત સુધી ભોગવવો પડશે, એ પણ નિર્માણ થાય છે, એનુ નામ **સ્થિતિબધ** છે કેટલાક કર્મો કડવા રસે બધાય છે જ્યારે કેટલાક મીઠા રસે, એમ વિચિત્રરૂપે કર્મ બધાય એ એનો **રસબધ** કહેવાય છે કોઇ કર્મ અતિગાઢ બધાય છે, કોઇ ગાઢ, કોઇ શિથિલ, અને કોઈ અતિશિથિલ એ રીતે બધાય છે અર્થાત્ કોઇ કર્મ પાતળા તો કોઇ સ્થૂલ એમ જે બધાય છે, તે **પ્રદેશબધ** કહેવાય છે

કર્મના સબધમા કેટલુક વર્ણન પહેલા કરેલુ છે, એટલે અહિ વિશેષ નહિ લખાવુ

૮ નિર્જરા—બાધેલા કર્મોનો ક્ષય કરવો-કર્મો ભોગવ્યા બાદ ખરી જવુ, એનુ નામ **નિર્જરા** છે કર્મો બે રીતે ખરી પડે છે-જુદા થાય છે 'મારા કર્મોનો ક્ષય થાઓ' એવી બુદ્ધિ-પૂર્વક જ્ઞાન-ધ્યાન-તપ-જપ આદિ કરવાથી કર્મ છૂટે છે, જેને **સકામનિર્જરા** કહેવામા આવે છે અને કેટલાક કર્મો પોતાનો કાલ પૂરો થતા ઇચ્છા વગર જ પોતાની મેળે ખરી પડે છે, જેનુ નામ **અકામનિર્જરા** છે

૯ **મોક્ષ**-મોક્ષ એટલે મુક્તિ અથવા છૂટકારો સસારથી આત્માનુ મુક્ત થવુ, એનુ નામ **મોક્ષ** છે મોક્ષનુ લક્ષણ कृत्स्नकर्मक्षयो हि मोक्ष

આત્માએ જે કર્મો બાધ્યા હોય છે, તેમા **ઘાતિકર્મો** (જ્ઞાનાવરણીય-દર્શનાવરણીય, અતરાય અને મોહનીય) નો ક્ષય થતા જીવને કૈવલ્ય-કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે આ કેવલજ્ઞાની આયુષ્ય પૂર્ણ થવાના સમયે બાકીના ચાર **અઘાતિ** (નામ, આયુષ્ય, ગોત્ર અને વેદનીય) કર્મોનો ક્ષય કરે છે, અ

પછી આત્મા શરીરથી છૂટો થઇ ઊર્ધ્વગતિ કરે છે અને એકજ સમયમા તે લોકના અગ્રભાગે પહોચી જાય છે અને ત્યા અવસ્થિત થાય છે આ મુક્તિમા–મોક્ષમા–ગયેલો જીવ કહેવાય

સજ્જનો ! મોક્ષ–મુક્તિ–નિર્વાણ–ઇત્યાદિ પર્યાયવાચી શબ્દો છે આ મોક્ષનો સ્વીકાર તમામ આસ્તિક દર્શનકારોએ કર્યો છે બલ્કે દરેક દર્શનકારે 'મોક્ષનુ' જે લક્ષણ બતાવ્યુ છે, તે પ્રકારાન્તરે એક સરખુ જ છે જૂઓ—

નયાયિકો કહે છે —

स्वसमानाधिकरणदु खप्रागभावासहवृत्तिदु खध्वसो हि मोक्ष ।

ત્રિદણ્ડિવિશેષ કહે છે —

परमानन्दमयपरमात्मनि जीवात्मलयो हि मोक्ष ।

વૈદાન્તિકો કહે છે —

अविद्यानिवृत्तौ केवलस्य सुखज्ञानात्मकात्मनोऽवस्थान मोक्ष ।

સાખ્ય કહે છે - पुरुषस्य स्वरूपेणावस्थान मोक्ष ।

ભાટ્ટો કહે છે —

वीतरागजन्मादर्शनाद् नित्यनिरतिशयसुखाविर्भावात् मोक्ष ।

જૈનો કહે છે — कृत्स्नकर्मक्षयो हि मोक्ष ।

ઉપરના લક્ષણોનુ બારીકાઇથી અવલોકન કરનાર કોઇ પણ વિચારક જોઇ શકશે કે તમામનુ ધ્યેય એક જ છે અને તે એ છે કે આ સ સારાર્ણવથી દૂર થવુ–કર્મથી મુક્ત થવુ–આત્માએ પોતાના અસલી સ્વરૂપમા આવી જવુ, એ સિવાય બીજુ કઇ જ નથી

આ મુક્તિના ઉપાયો પણ જુદા જુદા વિદ્વાનોએ જુદા જુદા બતાવ્યા છે, પરન્તુ તે બધાએ ઉપાયોનું પણ જો આપણે અવલોકન કરીએ તો તેમા પણ આખર જતા એકજ માગ ઉપર સૌએ આવવુ જ પડે છે સસારમા જે સન્માર્ગો છે, તે હમેશા સૌને માટે સન્માગ છે અને જે બૂરી વસ્તુઓ છે, તે હમેશા સૌને માટે બૂરીજ છે આત્માના વિકાસના સાધનો વાસ્તવિક સાધનોનો કોઇ ઇન્કાર નજ કરી શકે સુપ્રસિદ્ધ મહર્ષિ જૈનાચાય ઉમાસ્વાતિ મહારાજે સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગ અર્થાત્ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ યક્ચારિત્ર એજ મોક્ષનો માર્ગ બતાવેલ છે વસ્તુત આ માર્ગમા કોઇને પણ બાધક જેવુ રહેતુ જ નથી

ટૂકમા કહુ તો–કોઇ પણ દેશ કે કોઇ પણ વેશ, કોઇ પણ જાતિ કે કોઇ પણ ધમ, કોઇ પણ સમ્પ્રદાય કે કોઇ પણ કુલ–ગમે ત્યા રહેલો કે જન્મેલો મનુષ્ય મોક્ષ મેળવી શકે છે, એમ જૈનશાસ્ત્ર કહે છે હા, તેનામા સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર ઉત્પન્ન થવુ જોઇએ બીજા શબ્દોમા કહીએ તો સમભાવ તમામ જીવો ઉપર સમાનભાવ–પોતાના આત્માની બરાબર જોવાની દૃષ્ટિ થાય અથવા સુખ કે દુખ, સારૂ કે ખોટુ, પ્રિય કે અપ્રિય તમામને એકજ ભાવથી જોવાની દૃષ્ટિ થાય એવો કોઇ પણ મનુષ્ય મોક્ષ મેળવી શકે છે, આ વાતને જૈનશાસ્ત્રકારો આ શબ્દોમા કથે છે —

सेयवरो अ आसवरो व बुद्धो वा अहव अन्नो वा ।
समभावभाविअप्पा लहेइ मुक्खं न संदेहो ॥

શ્વેતામ્બર હો વા દિગમ્બર, બુદ્ધ હો કિ...

જેનો આત્મા સમભાવથી ભાવિત છે તે જરૂર મોક્ષ લેશે એમા સદેહ નથી

સજ્જનો ! હવે હુ મારો નિબધ પૂરો કરતા મ
એટલુ જ કહીશ કે જૈનદર્શનમા એવા અભેદ્ય, અકાટ્ય અ
અગમ્ય તત્ત્વો પ્રરૂપેલા છે, જેનુ વર્ણન મારા જેવો અલ્પ
અને તે પણ આવા ટૂકા લેખમા ન જ કરી શકે ન
નિક્ષેપ, પ્રમાણ, સપ્તભગી અને કેટલીએ બાબતો
કે જેનુ વર્ણન આવશ્યકીય હોવા છતા મારે છોડી દેવુ પડ
છે એ જાણવા માટે મારો અનુરોધ છે કે વિદ્વાનોએ સ
ત્તિતર્ક प्रमाणपरिभाषा, सप्तभगीतरगिणी, रत्नाकरावतारिक
स्याद्वादमजरी અને તે ઉપરાન્ત સૂત્રોમા जीवाभिगम, पन्नवण
ठाणांग, आचाराग અને भगवती આદિ સૂત્રોનુ અવલોકન કર

અન્તમા, આપ સૌએ મારૂ વક્તવ્ય શાન્તિપૂર્વક શ્રવ
કરવા બદલ આપનો આભાર માનવા સાથ, જે 'સમભાવ
મુક્તિ મળવાનુ હુ હમણા પ્રતિપાદન કરી ગયો છુ,
'સમભાવનો' સિદ્ધાન્ત મેળવી આપ સૌ મોક્ષસુખના ભો
બનો એટલુ અત કરણથી ઇચ્છી વિરમુ છુ

ॐ શાન્તિ શાન્તિ શાન્તિ